

લેખક : ચન્દ્રશંકર મ. ભટ્ટ



પ્રકાશક
ાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ : વડોદરા

બાલસાહિત્યમાળા—૬

# સિંદબાદ શેઠ

લેખક

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

સંપાદક

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ

પ્રકાશક

પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

વડોદરા

# પ્રસ્તાવના

ગુજરાતે પહેલાં નાવિક પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ ભજવ્યો છે. એને પ્રતાપે એણે ભૂતકાળમાં સંસ્થાનો રૂપી ગુર્જરી વેલ સ્થાપી છે. દેશેદેશ એનાં વહાણુ ફરતાં અને ગુજરાતનાં ખંભાત, ભરૂચ અને સુરત બંદર ત્યારે હિન્દનાં અગ્રગણ્ય બંદર ગણાતાં. ગુજરાત "૮૪ બંદરનો વાવટો" કહેવાતું. ખુદ દિલ્હીનો અકબર બાદશાહ પણ ઇંગ્લેન્ડમાં ખંભાતના શહેનશાહ તરીકે ઓળખાતો. ગુજરાતનું લોકસાહિત્ય પણ આ નાવિક પ્રવૃત્તિઓની સાખ પૂરે છે. જાવા અને લંકાનો વેપાર તો ગુજરાતને જ હાથ હતો. ઘોઘા અને ખંભાત બંદરેથી હંકારાએલાં વહાણોને ભરસમુદ્રે ઝોલાં ખાતાં ને હજારો પ્રકારનાં સંકટો ભોગવતાં આપણે આપણા લોકસાહિત્યમાં જોઇએ છીએ. આમ નાવિક પ્રવૃત્તિ તો ગુજરાતની રગેરગમાં પહેલાં વ્યાપી હતી.

પણ આજકાલ આપણું શું? સાહસ કરવાની શક્તિ આપણે ખોઇ બેઠા છીએ, નિરાશાવાદે કેટલેક અંશે આપણામાં ઘર કર્યું છે અને આપણને આપણી અમાપ શક્તિ ઉપર પણ વિશ્વાસ રહ્યો નથી. પહેલાંની ઉજ્જવલ નાવિક પ્રવૃત્તિને આપણે હલકી માનતા થયા છીએ અને પરિણામે નાની મોટી નદીઓમાં હોડીઓ હંકારવાનો ધંધો અભણ અને બીનઉત્સાહી માછી વગેરે હલકી ગણાતી કોમોના હાથમાં આવ્યો છે. પરિણામે આપણો ઉછરતો યુવક વર્ગ એ ધંધા સામે ઘૃણાની દૃષ્ટિએ જુએ છે.

: :

આ ધંધામાં ગુજરાતનાં બાળકોને રસ ઉત્પન્ન કરવા, શુદ્ધ સાહસેજ ઉન્નતિ સાધી શકાય છે એ તેમનાં કુમળા મગજ ઉપર ઠસાવવા અને ગમે તેવાં સંકટોમાં પણ પ્રભુ આપણો સાથ છોડતો નથી એ તેમને દર્શાવવા આ નાનું પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે.

વારસામાં ઉતરેલી સંપત્તિ ઉપર તાગડધિન્ના કરવા આપણે ટેવાઇ ગયા છીએ એટલે યા હોમ કરીને આગળ પડવાના આપણામાં નથી વિચાર કે નથી આપણામાં હિમ્મત. પરિણામે ભરયુવાવસ્થામાં આપણે ઘરડા થઇ ગયા છીએ અને જુવાનીનો તનમનાટ આપણામાં રહ્યો નથી. યુરોપ અમેરિકાની સાહસિક વાર્તાઓ સાંભળતાં, તેમજ કાર્નેગી, રૉકફેલર, ગાર્ફિલ્ડ, લિંકન, બૂકર ટી. વૉશિંગ્ટન વગેરેના અદમ્ય ઉત્સાહને પરિણામે તેમને મળેલી કીર્તિની વાતો સાંભળી આપણે હેબકાઇ જઇએ છીએ અને આપણાથી તેવા ન જ થવાય એમ માની બેસીએ છીએ.

પણ જરા જોઇશું તો સિંદબાદ શેઠની માફક તેવા વીરોએ પણ પોતાનાં સફળ જીવનની શરૂઆત ગરીબાઇથીજ કરી છે, જીવનના અણમોલા અનુભવો જાતે મેળવ્યા છે અને વિવિધ સંકટોમાંથી જાતેજ રસ્તો કાઢ્યો છે.

સિંદબાદ શેઠ પણ પહેલાં ગરીબ મજુરની પેઠે રખડતા હતા. પરંતુ જીવના જોખમે કેટલીય મુશીબતો વેઠી સાત સાત દરિયાઇ મુસાફરીઓ કરીને તેમણે પુષ્કળ ધન મેળવ્યું.

લાખો માણસો હિન્દમાં તો સાહસ ખેડવા કરતાં ગરીબી વધારે પસંદ કરે છે ને આખું જીવન દુઃખમાંજ ગુમાવે છે, પણ સિંદબાદ શેઠ તો ગરીબાઇમાં ભૂખે મરવા કરતાં સાહસ ખેડવા જ તૈયાર હતા.

: :

દરિયાઇ મુસાફરીઓમાં વ્હેલોના બેટ, વહાણોનાં ભાગવાં, જંગલમાંથી જંગલીઓના હાથમાંથી તેમજ વહેંતીઆં અને રાક્ષસી માણુસોના પંજામાંથી છટકવું, નિર્જન બેટમાં ઉભા રહી કપડાં હલાવી કોઇ વહાણુની સહાય શોધવાનો ઉપાય વગેરે બાબતો એટલી બધી સ્વાભાવિક છે કે તે દરેકેદરેક દેશના લોકસાહિત્યમાં ચર્ચાતી હોય છે. એટલે આપણાં બાળકોને આ પુસ્તક સ્વતંત્ર જ લખાયું છે એમ લાગે તો કંઇ આશ્ચર્ય નહિ.

આવી મુસાફરીઓનાં અસહ્ય સંકટોમાં ગમે તેવા ભડવીરને બચવાનો એક પણુ માર્ગ ન સૂઝે છતાં આશાના એક જ તંતુએ બંધાઇ માનવી પોતાનું જીવન ધારી રહે છે અને તે પ્રમાણે દરેક મુસાફરીમાં જ્યાં બચવાનો એક પણ આરો આપણુને ન સૂઝતો હોય ત્યાં સિંદબાદ શેઠ દયામય પ્રભુ તરફથી પ્રેરણા પામી પોતાનો સફળ માર્ગ શોધી કાઢે છે.

યુરોપમાં તો રોબિન્સન ક્રુઝો, ગુલિવર્સ ટ્રાવેલ જેવાં ઘણાંય પુસ્તકો આવાં શુદ્ધ સાહસથી છલકાતાં હોય છે, અને સિંદબાદની વાતે તો ત્યાંનાં બાળકો ઉપર સારી અસર કરી છે.

આ પુસ્તકના પ્રભાવે આપણાં ગુજરાતનાં બાળકોમાં સાહસિક વૃત્તિની જ્યોત જાગશે તો જે હેતુથી આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે તે હેતુ સફળ થયો લેખાશે.

ચરોતર કેળવણી મંડળ
આણંદ
શંકરાચાર્ય જયન્તિ '૮૪

આશાભાઇ ન. પટેલ

# અનુક્રમણિકા

*


| | | |
|---|---|---|
| સફર પહેલી : | લીલોએટ | ૧ |
| સફર બીજી : | રાક્ષસી રૉક અને અદ્ભુત હીરાખીણ | ૧૩ |
| સફર ત્રીજી : | એક આંખવાળો રાક્ષસ | ૨૮ |
| સફર ચોથી : | રાન્ટીઓના હાથમાં: નવા દેશનો નવો રિવાજ | ૪૫ |
| સફર પાંચમી : | દરિયાઇ ડોસાના પંજામાં | ૫૮ |
| સફર છઠ્ઠી : | સિરેંદીવના દરબારમાં | ૭૨ |
| સફર સાતમી : | હાથીઓના દેશમાં | ૮૧ |






એક ઉજ્જડ ને વિકટ ખીણમાં હું આવી પડ્યો!
(સફર બીજી)



# સિંદબાદ શેઠ

## સફર પહેલી

### લીલો બેટ!

સમી સાંઝનો વખત હતો. બગદાદ શહેરના એક રસ્તા ઉપર સિંદબાદ નામનો મજુર ધીમે ધીમે ચાલ્યો જતો હતો.

સિંદબાદ ગરીબ મજુર હતો. રોજ મજુરી કરીને એ બે પૈસા કમાતો ને પરાણે પેટ ભરતો.

ચાલતાં ચાલતાં સિંદબાદ એક મોટા મહેલ પાસે આવી પહોંચ્યો.

મહેલ આખો રોશનીના તેજથી દીપી ઉઠયો હતો.

આસપાસના સુંદર બગીચામાં ગુલાબજળના ફૂવારા ઉડતા હતા, ચોમેર સુંદર સંધ્યાફૂલો ખીલ્યાં હતાં; મહેલમાં મધુર સંગીત ચાલી રહ્યું હતું.

ગરીબ સિંદબાદ આ તરફ આજેજ આવ્યો હતો. આ મનોહર બગીચો ને સુંદર મહેલ જોઇને એ દિંગ થઇ ગયો. એને થયું, આહા! કેવાં ભાગ્યશાળી માણસો અહીં રહેતાં હશે!

એક ઘડી વીતી ગઇ. સિંદબાદને તો ત્યાંથી ખસવાનું મનજ નહોતું થતું.

એને થયું, ચાલને અહીં કોણ રહે છે એ તો જોઉં.

બારણા નજીક આવીને સિંદબાદ ઉભો રહ્યો. એટલામાં એક નોકર બહાર નીકળ્યો.

સિંદબાદે એને પૂછ્યું, "ભાઇ, આ સુંદર મહેલમાં કોણ રહે છે?"

પેલો નોકર જરા નવાઇ પામ્યો ને બોલ્યો, "ભલા, બગદાદમાં રહીને આટલુંય નથી જાણતા? આ તો પ્રખ્યાત સિંદબાદ શેઠનો મહેલ છે."

ગરીબ સિંદબાદ પોકારી ઉઠયો, "આહ! એ શેઠનું નામ તો ઘણી વાર સાંભળ્યું છે. અરે ભગવાન! મારૂં નામેય સિંદબાદ છે, પણ કયાં આ ભાગ્યશાળી શેઠ ને

ક્યાં હું ગરીબ ભિખારી મજુર!"

એક નિસાસો નાખીને મજુર સિંદબાદ ત્યાંથી આગળ ચાલવા લાગ્યો.

એ થોડેક છેટે ગયો, ત્યાં કોઈએ એને બોલાવ્યો, "એ ભાઈ, જરા અહીં આવજો."

પાછું વાળીને જોયું તો એક બીજા નોકરને એણે દીઠો.

મજુર સિંદબાદ પાછો આવ્યો એટલે પેલા નોકરે કહ્યું, "ભાઈ, તને અમારા સિંદબાદ શેઠ બોલાવે છે. અંદર ચાલ."

ગરીબ સિંદબાદને જરા નવાઈ લાગી. ધીમે પગલે એ પેલા નોકરની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

બે ત્રણ ઓરડા વટાવી પેલો નોકર એને એક ભવ્ય ને સુંદર ઓરડામાં લઈ ગયો.

રોશનીથી આખો ઓરડો ઝગઝગી રહ્યો હતો. મોટાં ને સુંદર ટેબલોની આસપાસ રેશમી ગાલીચાવાળી ખુરશીઓ ઉપર કેટલાંય માણસો બેઠાં હતાં. વચ્ચોવચ એક ઉંચા આસન ઉપર સિંદબાદ શેઠ બેઠા હતા.

પેલો ગરીબ મજુર અંદર આવ્યો, એટલે સિંદબાદ શેઠે એને આવકાર આપી એક આસન ઉપર બેસાડ્યો.

ગરીબ સિંદબાદ આસન ઉપર બેઠો એટલે સિંદબાદ શેઠે કહ્યું, "ભાઇ, તું નિસાસો નાખતો હતો એ મેં સાંભળ્યું ને તેથી તને અહીં બોલાવ્યો છે."

ગરીબ સિંદબાદે બે હાથ જોડી કરગરતાં કહ્યું, "શેઠ સાહેબ, ગુનો માફ કરશો. ગરીબીના દુઃખથી હું એટલું બોલી ગયો હતો. ગુનો...."

સિંદબાદ શેઠે એને વચ્ચેથી અટકાવીને કહ્યું, "ભાઇ, મને કાંઇ ખોટું નથી લાગ્યું. ચાલ, આજ તું પણ અમારો મ્હેમાન છે."

સિંદબાદ શેઠે હૂકમ કર્યો એટલે નોકરોએ સોનાના થાળમાં જાત જાતની મિઠાઇ પીરસી.

સૌએ હસતાં રમતાં જમી લીધું.

જમી પરવારી સૌ નિરાંતે બેઠા એટલે સિંદબાદ શેઠે પોતાના મિત્રોને કહ્યું, "હું યે એક વાર આ ગરીબ મજુરની પેઠે રખડતો હતો. જીવના જોખમે કેટલીય મુશીબતો વેઠી, સાત સાત દરિયાઈ મુસાફરીઓ કરીને મેં આટલું ધન મેળવ્યું છે."

સૌ મિત્રોના આગ્રહને લીધે સિંદબાદ શેઠ પોતાની સાતેય મુસાફરીની વાતો કહેવા તૈયાર થયા.

સૌ શાન્તિથી સાંભળવા લાગ્યા. ધીરે ધીરે સિંદબાદ

શેઠે વાત શરુ કરી.

"મને મૂળથીજ દરિયાઇ મુસાફરીઓ કરીને વેપાર ખેડવાની હોંશ હતી.

મારા પિતા ખૂબ ધન મૂકીને ગુજરી ગયા હતા; પણ ઉછરતી જુવાનીના તોરમાં મેં મારૂં ધન ગમે તેમ ઉડાવવા માંડયું. થોડાજ વખતમાં મારૂં બધું ધન ખૂટી જવા આવ્યું. હવે મને બીક લાગવા માંડી, કે કદાચ આ બાકી રહેલા પૈસા પણ ખરચાઇ જશે ને હું ગરીબ ભિખારી થઇ જઇશ.

ખરેખર, ધીરે ધીરે વધેલું ધન પણ વપરાઇ જવા લાગ્યું.

હવે મેં વિચાર કર્યો કે પરદેશ જઇને કાંઇ વેપાર-વણજ કરવો. મારા કેટલાક વેપારી મિત્રો દરસાલ વહાણો લઇને પરદેશ જતા હતા. બચેલાં નાણાં વડે કેટલોક સામાન ખરીદીને હું મારા મિત્રો સાથે એક વહાણમાં જવા તૈયાર થયો.

ઘર છોડવાનું મને જરાય ગમતું નહોતું, પણ શું કરવું ? ગરીબીમાં ભૂખે મરવા કરતાં આવું સાહસ ખેડવા હું વધારે તૈયાર હતો.

બીજે દિવસે અમારૂં વહાણ ઉપડયું.

આ વખતે હું પહેલવહેલો જ વહાણુમાં બેઠો હતો, એટલે દરિયાનાં મોજાં વચ્ચે ઉછળતા વહાણુમાં મારૂં આખુંય શરીર કંપતું, ને મને વારંવાર ઉલટીઓ થતી હતી. વળી શરુઆતના એ દિવસોમાં જ્યારે પવન ફૂંકાતો ને વહાણુ ઝોલે ચડતું, ત્યારે મારી સ્થિતિ બહુ કફોડી થઇ પડતી.

અચાનક એક દિવસ પવન ફૂંકાતો બંધ પડ્યો. મને હવે જરા આરામ લાગવા માંડયો.

તે દિવસે પવન સ્થિર હતો એટલે અમારૂં વહાણુ આગળ ચાલી ન શકયું.

વહાણુ અટકયું એટલે અમે બધા તૂતક ઉપર દોડી ગયા. કિનારો છોડયા પછીના બધા દિવસો અમે દરિયામાં જ ગાળ્યા હતા, એટલે પાસે જ એક નાનો લીલો બેટ જોઇને અમે બધા ખૂબ રાજી થઇ ગયા.

નાની નાની હોડીઓમાં બેસીને અમે પેલા બેટમાં જઇ પહોંચ્યા. ઘણે દિવસે જમીન ઉપર ફરવાની અમને ખૂબ મઝા પડી! એક તરફ નિરાંતે આરામ લેવા અમે બેઠા. કેટલાક મિત્રોએ રસોઇ માટે દેવતા સળગાવવાની તજવીજ કરવા માંડી.

પરંતુ જ્યાં દેવતા સળગવા લાગ્યો, ત્યાં તો પેલો બેટ જરા જરા હાલવા લાગ્યો! એટલામાં વહાણુ ઉપરથી

કપ્તાને બૂમ પાડી "નાશી આવો, નાશી આવો, નહિતર જીવતા નહિ રહો"

હું તો આ બધાનું કારણ સમજી ન શક્યો. મારા કેટલાક મિત્રો તો હોડીઓમાં બેસી ગયા, પણ જ્યાં હું એમાં બેસવા જતો હતો ત્યાં જ દુર્ભાગ્યે પેલો આખોય બેટ ધીરે ધીરે પાણીમાં ગરક થઇ ગયો, અને સમુદ્રના અગાધ પાણીમાં હું ડૂબકાં ખાવા લાગ્યો.

હવે મને સમજાયું કે પેલો બેટ એ કાંઇ ખરેખરી જમીન નહોતી. એ તો વ્હેલ માછલીની પીઠ હતી!

પરંતુ હવે કાંઇ ઉપાય નહોતો. પાસે એકેય હોડી નહોતી. મહાસાગરમાં હું તરીય કેટલું શકું? મને થયું નક્કી આજે મોત આવ્યું.

કેટલોય વખત વીતી ગયો.

છેવટ એક લાકડું મારા હાથમાં આવી ગયું. વહેલે વહેલે હું એને વળગી પડ્યો.

મને હવે આશા રહેવા લાગી, કે વખતે વહાણ ઉપરનાં કોઇ માણસો મને જોશે તો ગમે તેમ કરીને પણ તેઓ મને વહાણમાં ઉપાડી લેશે.

પરંતુ દુર્ભાગ્યે વહાણ ઉપરના એકેય માણસનું ધ્યાન મારા તરફ ન ખેંચાયું!

વહાણ દૂર દૂર ચાલ્યું ગયું ને સમુદ્રના અગાધ જળ-

માં આમતેમ બાથોડિયાં ભરતો હું ત્યાં જ રહ્યો.

ઘડીકમાં મોજાં ઉપર ને ઘડીકમાં નીચે એવી રીતે કેટલીય ઘડિયો મેં વીતાવી.

ધીરે ધીરે બળ ઘટવા લાગ્યું. ખારા પાણીની વેદનાથી આખું શરીર ઝહેર મારી ગયું હતું: ધીરે ધીરે હું બેભાન થવા લાગ્યો.

બેભાન દશામાં કેટલોય વખત વીતી ગયો હશે. અચાનક મારી આંખ ઉઘડી. હું તો મને હજી દરિયામાં જ ધારતો હતો, પરંતુ બરાબર રીતે જોયું, તો જણાયું કે હું જમીન ઉપર આવી પડ્યો છું!

હવે મેં બરાબર રીતે આંખ ચોળીને આસપાસ જોયું. દરિયાની છોળો વડે હું અહીં જમીન ઉપર ખેંચાઈ આવ્યો હતો!

મારા હરખનો પાર ન રહ્યો, દયાળુ પરમેશ્વરે મને સહાય કરી હતી! ઘુંટણીએ પડી મેં એનો પા'ડ માન્યો.

હવે મારા શરીરમાં નવું બળ આવવા માંડયું. થોડીવાર પછી હું ઉભો થયો ને કયા દેશના કિનારા ઉપર આવી પડ્યો છું, એ જોવા લાગ્યો.

પણ એ તરફ હું કોઈવાર ગએલો નહોતો, એટલે એ કયો દેશ છે એ ન સમજાયું.

 

ધીરે ધીરે હું કિનારાના અંદરના ભાગમાં જવા લાગ્યો.

થોડેક જતાં એક તરફ કેટલાંક માણસોનો અવાજ સંભળાયો.

વહેલે વહેલે હું એ તરફ ગયો.

પહેલાં તો મારા વિચિત્ર ઢંગ ઉપરથી પેલાં માણસોને ખૂબ નવાઇ લાગી; પણ મેં જ્યારે મારી બધી વાત કહી, ત્યારે તેમને મારા ઉપર દયા આવી.

એમણે કહ્યું, "ભાઇ, ચાલો અમારા રાજાજી પાસે."

એ દેશના રાજાનાં એ માણસો હતાં.

રાજાજીએ મારી બધી વાત સાંભળીને કહ્યું, "તમારા દેશ તરફથી વહાણો આવવાનો વખત થયો છે. થોડા દિવસોમાં જ એ આવશે; ત્યાં સુધી તમે અહીં સુખેથી રહો."

હું ત્યાં રહ્યો.

રોજ બન્દર ઉપર જઇને જે નવાં વહાણો આવ્યાં હોય તેની હું તપાસ કરવા લાગ્યો.

એક દિવસ એક વહાણમાંથી બહાર કાઢેલા માલ પાસે થઇને જતો હતો; એવામાં માલની ગાસડીઓ ઉપ-રનાં નામ વાંચી હું તો દિંગ થઇ ગયો! મોટા મોટા

અક્ષરે લખ્યું હતું :

## સિંદબાદ શેઠ

વહેલો વહેલો હું વહાણુના કપ્તાન પાસે જઇ પહોંચ્યો. હું તો એને ઝટ ઓળખી ગયો, પણ એ નવાઇ પામીને મારી સામે જોઇ રહ્યો.

મેં એને પૂછ્યું. "પેલો સમાન કોનો છે?"

કપ્તાને દુ:ખી થઇને કહ્યું, "ભાઇ, અમારી સાથી એક શેઠ હતા. દુર્ભાગ્યે એક વ્હેલ માછલીને બેટ ધારીને એ એના ઉપર ઉતર્યા ને દરિયામાં ડૂબી મુઆ. આ એમનો સામાન છે."

હવે મને પૂરેપૂરી ખાત્રી થઇ ચૂકી. મેં હરખમાં ને હરખમાં કપ્તાનને પૂછ્યું, "તમે મને ઓળખો છો?"

કપ્તાનને હવે મારી કંઇક ઓળખ પડી! એણે હરખથી બૂમો પાડીને સૌને એકઠા કર્યા. મને ઓળખીને સૌ મિત્રો ખૂબ રાજી થયા.

હું કેવી રીતે અહીં આવી પડચો એ વાત મેં સૌને કહી

રાજાજીય આ વાત સાંભળી ખૂબ રાજી થયા.

હવે અમે વેપાર શરુ કર્યો. જોતજોતામાં અમારો સામાન ખપવા લાગ્યો.

અમારો બધો સામાન વેચાઇ ગયો. રાજાજીનો ઉપકાર માનીને અને પુષ્કળ નાણું લઇને અમે દેશ તરફ આવવા નીકળ્યા ને સુખરૂપે બગદાદ શહેરમાં આવી પહોંચ્યા.''

રાત ઘણી ગઇ હતી, એટલે સિંદબાદ શેઠે સૌ મિત્રોને વદાય કર્યા, અને સિંદબાદ મજુરને એક હજાર રૂપિયા ભેટ અપાવીને કહ્યું, ''ભાઇ, કાલે સાંઝે તમે પણ જરુર આવજો. મારી બીજી મુસાફરીની અદ્ભુત વાત સંભળાવીશ.''

સિંદબાદ મજુર વિદાય થયો.

* * *

## સફર બીજી

### રાક્ષસી રૉક અને અદ્ભુત હીરાખીણ

બીજે દિવસે સૌ મિત્રો ભેગા મળ્યા ને સિંદબાદ શેઠે વાત શરુ કરી:

''એક વરસ વીતી ગયું. મને દરિયાઇ સફરનો આનંદ ખૂબ યાદ આવતો હતો. નવા નવા દેશો જોવાનો ને વેપાર ખેડવાનો મારો શોખ હવે તો બમણો વધ્યો હતો.

એક નવી સફર માટે હું તૈયાર થયો.

એક વહેપારીવહાણુ મળી ગયું. વેપાર માટેની વસ્તુઓ લઇને હું વહાણે ચઢયો.

સૂર્યોદય ને સૂર્યાસ્તનાં સુંદર દરિયાઇ દેખાવો જોતાં જોતાં છ માસ વીતી ગયા. વહાણુ દૂર દૂરના દેશોમાં અમને લઇ ગયું.

માર્ગમાં અમે જુદા જુદા દેશમાં અમારો માલ વેચતા ને નવો માલ ખરીદતા.

ખેપ પૂરી થવા આવી. અમને ધાર્યા કરતાં ઘણો વધારે નફો મળી રહ્યો.

હરખાતે હૈયે અમે પાછા ફર્યા.

પવન અનુકૂળ હતો. બમણા વેગે વહાણુ દેશ તરફ પાછું ફર્યું.

સૌના આનંદનો પાર નહોતો રહ્યો. ખલાસીઓ હરખનાં ગીત લલકારતા હતા, અમે પણુ જુદી જુદી રમતગમત વડે આનંદ મેળવતા.

કેટલાય દિવસ વીતી ગયા.

ઘેર જઇને મોટા મોટા વેપાર ખેડવાનાં ને ઘણું દ્રવ્ય કમાવાનાં સ્વપ્નો અમે રચવા લાગ્યા.

એક સવારે સૂર્ય દરિયાઇ દરવાજામાંથી બહાર

નીકળવાની તૈયારી કરતો હતો. લાલ–સોનેરી કિરણો દરિયાનાં પાણી ઉપર પથરાઇ રહ્યાં હતાં; તેવે અમે એક વિશાળ બેટ જોયો.

કપ્તાને આ બેટનાં ઘણાં વખાણ કર્યાં. લીલી વૃક્ષઘટાઓ ને હરિયાળી ધરતી જોઇ અમે પણ ખૂબ રાજી થયા.

વહાણ થોભ્યું ને અમે સૌ બેટ ઉપર ઉતર્યા.

આ કાંઇ વ્હેલ માછલીની પીઠ નહોતી. આ તો ખરેખરો બેટ હતો. લીલી ઘાસ ઉપર હળવે પગલે અમે આમ તેમ ફરવા લાગ્યા.

બેટ સુંદર હતો. રમ્ય દૃશ્યો જોતાં હું ગાંડો બની જતો, ત્યાં અહીં તો કુદરતે સુંદરતાની અવધિ વાળી હતી! કેટલાંય પરિચિત અપરિચિત ઝાડ, છોડવાઓ ને વેલા અમે જોયા, કેટલાંય મીઠાં ફળ ચાખ્યાં, કેટલાંય સુગંધી ફૂલ સુંઘ્યાં.

સૂરજ માથે આવ્યો. એક મીઠી વૃક્ષઘટામાં ઘાસના લીલા બીછાના ઉપર હું નિરાંતે આડો પડયો.

બીજા મિત્રો ફરવા લાગ્યા.

મારી આંખ મિંચાઇ ગઈ.

હું કેટલી વાર સુધી ઉંઘ્યો એ ખબર ન રહી. મને

એટલું સમજાયું કે મેં ઘસઘસાટ ઉંઘ લીધી છે. બગદાદના એક મહેલમાં બાદશાહી ખાણું લેતો હોઉં, એવું એક સ્વપ્નું આવ્યું ને ગયું. એક સીડી પરથી પગ ખસતાં નીચે પડયો, એવું બીજુ સ્વપ્નું આવતાં મારી આંખ ઉઘડી ગઇ.

પણ જે સુંદર શાંતિએ સવારમાં મને આટલો આનંદ આપ્યો હતો તે જ શાન્તિ અત્યારે મને જરા ભયંકર લાગવા માંડી.

મેં ગભરાટમાં મારા મિત્રોને બોલાવવા બૂમ પાડી.

પણ કાંઇ ઉત્તર ન મળ્યો!

મેં ઉભા થઇને જોરથી બે ત્રણ મિત્રોનાં નામ લીધાં.

કાંઈ ઉત્તર ન મળ્યો!

ઉંચા જીવે હું પાસેની બીજી વૃક્ષઘટાઓ ને લતાકુંજોમાં ફરી આવ્યો.

પણ એકે મિત્ર ન મળ્યો!

સૌ વહાણ ઉપર ચાલ્યા ગયા હશે, એમ ધારી મેં વહાણ ઉભું હતું તે કિનારા તરફ દોટ મૂકી.

સૂરજ નમી ગયો હતો. સૂર્યાસ્ત થવાને બહુ જ થોડી વાર હતી હવે મને લાગ્યું કે હું ઘણું ઉંઘ્યો હતો. મને

મારી બેદરકારી સાલવા લાગી.

દોડતો દોડતો હું કિનારા પાસે આવી પહોંચ્યો. હવે કદિ આવી બેદરકારી કરી કોઇને ખોટી ન કરવા એવો મેં નિશ્ચય કર્યો.

પણ....પણ કિનારે આવીને મેં શું જોયું?

આથમતા સૂરજના અજવાળામાં મેં દૂર દૂર ચાલ્યા જતા વહાણનો શઢ દીઠો!

બીજી વાર જોયું. આંખો ચોળીને જોયું: વહાણ દૂર દૂર ચાલ્યું જતું હતું!

હવે શું કરવું? બૂમો પાડયે કાંઇ વળે એમ નહોતું, છતાં મેં ઘણી બૂમો પાડી જોઇ; પણ બધી મહેનત એળે ગઇ. એ નિર્જન બેટના કિનારા ઉપર મને પડતો મૂકીને વહાણ તો દૂર દૂર ચાલ્યું ગયું. મારી આંખ સામે દરિયાનાં ઉછળતાં મોજાં માત્ર રહ્યાં!

હું તો કિનારા ઉપર જ ફસડાઇ પડયો ને જોરથી પોકારી ઉઠયો, "અરે ભગવાન! આ શું કર્યું? આ નિર્જન બેટમાંથી હવે મને કોણ ઉગારશે?"

હવે તો આ નિર્જન બેટમાં જરુર મારૂં મૃત્યુ થવાનું એ ભયથી હું કંપી ઉઠયો.

સંધ્યા વીતી ગઇ હતી. ચોમેર અંધારૂં ઘોર થઇ

ગયું. ધીરે પગલે હું અંદરના ભાગમાં પાછો ફર્યો. એક ઝાડ ઉપર ચઢીને મેં તે રાત્રિ પસાર કરી.

જે બેટ ગઈ કાલે મને સ્વર્ગ જેવો લાગતો હતો એ આજે સૂનસાન લાગવા માંડયો!

ગભરાએલા ચિત્તે હું આમ તેમ ભટકવા લાગ્યો.

સૂરજ તપ્યો, થોડાં ફળફળાદિ વડે મેં મારી ભૂખ ટાળી.

હવે વહાણની આશા મૂકી દઇને ભગવાન લઇ જાય ત્યાં જવાનું નક્કી કરી હું બેટના અંદરના ભાગ તરફ ગયો.

ચાલતાં ચાલતાં અચાનક મેં એક સફેદ કિલ્લા જેવું જોયું. મને ધીરજ આવી કે ઠીક થયું, અહીં માણસો-ની વસતિ તો છે!

પણ પાસે જતાં જણાયું કે હું છેતરાયો છું. કિલ્લાને બદલે એ તો એક મોટું રાક્ષસી ઇંડું હતું!

મેં ઘણીય વાર રૅાક પક્ષીના રાક્ષસી કદની અદ્ભુત કથાઓ સાંભળી હતી. ઇંડું કદાચ એ રૅાક પક્ષીનું હશે એમ લાગ્યું.

એક ઘડી વીતી ગઇ. ઇંડાની આસપાસ હું ફરી આવ્યો. આટલું મોટું ઇંડું હોય જ નહિ, એમ મને

લાગતું હતું. પણ એનો આકાર, ઉપરનું કોટલું વગેરે ઇંડા જેવાં જણાતાં હતાં. હું તો એની પાસે જ ઘડીક થંભી ગયો.

એકાએક મેં દૂર દૂરનાં દરિયાનાં પાણી ઉપર એક મોટું કાળું વાદળા જેવું કંઇક જોયું. એ વાદળું તો નથી જ એમ સમજાઇ ગયું. મને થયું, એ તે શું હશે? રૉક પક્ષી તો નહિ હોય?

થોડી પળોમાં પવન વેગે એ આકાર મારી તરફ આવી પહોંચ્યો. રાક્ષસી પાંખો ફફડાવતું આવું પક્ષી જોઇને ઘડીક તો હું હેબતાઇ ગયો! થાંભલા જેવા પગ, મોટી ચાંચ ને પાંખો ઉપરથી મને લાગ્યું કે વખતે મારૂં અનુમાન સાચું ઠરશે.

ખરેખર, પેલું પક્ષી મારી નજીક આવી પહોંચ્યું. મારી આસપાસ ઘડીક અંધારૂં ઘોર છવાઇ ગયું.

પાંખો સંકેલીને હરખથી પક્ષી પેલા ઇંડા ઉપર બેઠું.

હવે મને લાગ્યું કે નક્કી આજ રૉક પક્ષી છે. એક ઘડી સુધી હું એની સામે જોઇ રહ્યો! હું કોઇ ક્ષુદ્ર પ્રાણી હોઉં એમ એક વાર એ પંખીએ મારા સામું જોયું. પણ કયાં એ પર્વત જેવડું રાક્ષસી રૉક ને કયાં હું?

રૉક પક્ષી ઇંડા ઉપર બેસીને એને સેવતું હતું, હું




ઈંડુ સેવીને રૉક ઉડ્યું. સાથે હું પણ ઉડ્યો.

આશ્ચર્યચકિત થઈને એની સામે જોઇ રહ્યો હતો, એવામાં મને એક નવું સાહસ કરવાનું મન થયું.

મને થયું, આ નિર્જન બેટમાં પડી રહું તે કરતાં આ રૉક પક્ષીને પગે બાઝીને કોઇક વસતિવાળા બેટ ઉપર ઉતરૂં તો ત્યાંથી વખતે બગદાદ જવાનું બની શકે.

હરખથી હું ઉભો થયો. હળવે રહીને મેં રૉકનો પગ પકડયો.

પણ એ રાક્ષસી પક્ષીને મારી કાંઇ દરકાર નહોતી.

ઇંડુ સેવીને રૉક ઉડયું. સાથે હું પણ ઉડયો.

મોટા પર્વત ઉપર એકાદ ઘેટું હોય એવો હું રૉક પક્ષીના પગે લાગતો હતો.

રૉક ઉડયું. દરિયાનાં અગાધ જળ, નવા નવા બેટો, પહાડો ને નદીઓ વટાવતું સરસરાટ કરતું ઉડયું.

મને એ કયાં લઇ જશે એ કાંઇ નક્કી નહોતું. હવે મને પસ્તાવો થવા લાગ્યો કે પેલા નિર્જન બેટ ઉપર પડયો રહ્યો હોત તો કોઇ કાળે પણ છૂટવા પામત; પણ હવે તો આ રાક્ષસી પક્ષી પાસેથી ઉગરવાનો કાંઇ આરો નથી રહ્યો !

રૉક તો પવનવેગે ધસતુંજ હતું.

એકાએક એનો વેગ ધીમો થયો. મેં નીચે જોયું તો મોટા મોટા પહાડ ને ખીણોવાળો પ્રદેશ જણાયો. મને બીક લાગી કે અહીં રૅાક ઉતરશે તો મારા ભોગ મળશે. આવા પહાડ ને ખીણોવાળા મુલકમાં મારૂં શું થશે?

સાચેજ, રૅાક નીચે ઉતરવા લાગ્યું! એક પહાડ વટાવીને એ એક ઉંડી ખીણ પાસે આવ્યું. હું ભગવાનનું નામ પોકારવા લાગ્યો.

એ ઉંડી ખીણમાં રૅાક ઉતર્યું. નીચે જમીન ઉપર એક જંગી સાપ દોડતો હતો. નીચે ઉતરી ઝડપ દઇને રૅાકે એને પકડી લીધો.

મને રૅાક પક્ષીની ઘણી બીક લાગતી હતી. હવે તો નશીબમાં લખ્યું હશે તેમ થશે, એમ ધારી દોરીની ગાંઠ છોડી નાખીને રૅાકના પગથી છૂટો થઇ હું જમીન ઉપર પડયો.

સરસરાટ કરતું, રાક્ષસી પાંખો ફફડાવતું રૅાક બીજી પળે ઉંચે આકાશમાં પહોંચી ગયું.

હવે મને મારી મૂર્ખાઇનો પસ્તાવો થવા લાગ્યો. પેલો સુંદર બેટ છોડીને હું આ ઉજ્જડ ને વિકટ ખીણમાં આવી પડયો!

પણ આ જગ્યા તો ભયંકર હતી. અહીં નિરાંતે

બેસીને વિચાર કરવા જેવું ન હોતું. રૉક જે સાપને ઉંચકી ગયું હતું તેવા બે ચાર સાપ મેં આમતેમ ફરતા દીઠા.

જંગી હાથીનેય ગળી જાય એવા એ સાપ જોઇને હું તો થર થર ધ્રૂજી ઉઠયો.

ગાંડાની પેઠે હું ઉભો થયો ને આમતેમ દોડવા લાગ્યો. રાત પડી ગઇ હતી, વખતે કોઇ સાપ મને જોઇ લેશે તો એક જ સપાટે પૂરો કરશે; એ બ્હીકે મારૂં આખું શરીર થરથર ધ્રૂજતું હતું.

મને થયું, આજ નક્કી મારૂં મોત આવ્યું છે.

ભયથી ધ્રૂજતે પગલે હું એક કરાડ પાસે આવી પહોંચ્યો.

કરાડમાં એક ગુફા જેવું જણાયું. મને થયું કે જો ગુફા ખાલી હોય તો આજની રાત હું એમાં નિરાંતે બેસી શકું!

હળવે રહીને મેં ગુફામાં પગ મૂકયો. પાસે અજવાળું કરવાનું કંઇ સાધન હતું જ નહિ; એટલે અંધારામાં હાથપગની સહાય વડે મેં તપાસ કરવા માંડી.

સદ્ભાગ્યે ગુફા ખાલી જણાઈ! મને જીવવાની કંઈક આશા બંધાઇ. ગુફાના મોઢા આગળ એક પત્થર ગોઠવીને

હું એમાં નિરાંતે આડો પડ્યો.

અનેક ચિંતાઓને લીધે ઉંઘ તો નજ આવી; છતાં કંઇક શાન્તિથી મેં તે રાત પસાર કરી.

સવાર થયું. પત્થર ખસેડીને હું બહાર નીકળ્યો. અત્યારે સાપ દેખાતા નહોતા, છતાં આખી ખીણ ભયંકર લાગતી હતી! ઉંચી ને સીધી ભેખડો ચઢીને ઉપર પહોંચાય તેમ નહોતું, ઉજ્જડ ખીણમાં એકેય ફળદ્રુપ ઝાડ નહોતું; એટલે ફળફળાદિની કાંઇ આશા જ નહોતી!

ગુફા પાસેના એક મોટા પત્થર પાસે હું બેઠો ને આ દુર્ગમ ખીણ તરફ ખિન્ન ચિત્તે જોઇ રહ્યો.

ખીણમાં ઢેર ઢેર નાના નાના ચળકતા પત્થર પડયા હતા. બગદાદમાં મેં એક હીરો જોયો હતો, તેવા જ એ પત્થરો હતા. પણ મને થયું કે આટલા બધા હીરા હોય તો યે એનો ઉપયોગ અહીં શો છે? એની વચ્ચે રહીને ય મારે તો મૃત્યું વિના બીજું શું પામવાનું છે?

હું આવા વિચારો કરતો હતો ત્યાં એકાએક એક ધબાકો સંભળાયો! પાછા ફરીને જોયું તો માંસનો એક ટુકડો પડેલો જણાયો. તરત જ મેં ઉંચે જોયું. ઉંચે ખીણને મથાળે બે ચાર માણસોના આકાર જણાયા! મને થયું શું એમણે મને જોયો હશે? આ ટુકડો એમણે મારે માટે નાખ્યો હશે?

હું કાંઇ સમજી ન શક્યો.

બીજો ટુકડો પડયો. બે ચાર ગરૂડ પક્ષીઓ તીરવેગે આવ્યાં ને એ ટુકડાને ઉપાડી ગયાં.

દરેક ટુકડા સાથે થોડાક પત્થર ચોંટી જતા હતા.

હવે મને અચાનક એક વાત યાદ આવી. હીરાખીણમાંથી આવી રીતે હીરા મેળવાય છે એમ મેં સાંભળ્યું હતું. મને થયું કે વખતે આ હીરાખીણ તો ન હોય?

પેલા પત્થરો તરફ મેં બારીકાઇથી જોયું. મને હીરા પારખતા નહોતું આવડતું, છતાં હવે ચોક્કસ લાગ્યું કે આ કીંમતી હીરા છે!

મેં તરત જ થોડા હીરા મારા ગજવામાં ભરી લીધા.

જે યુક્તિ વડે હું અહીં આવી ચઢયો હતો તે જ યુક્તિ વડે ખીણને મથાળે પહોંચી જવાય એવી મેં પેરવી કરી.

પાસે પડેલો માંસનો એક ટુકડો પીઠ ઉપર બાંધીને નિશ્ચળ રીતે હું પડયો રહ્યો.

એક મોટું ગરૂડ આવ્યું ને માંસના ટુકડા સાથે મને ઉપાડીને ઉડયું: ખરૂરૂરૂ.

મને તો હજી ઉપર પહોંચવાની પૂરી ખાત્રી નહોતી

થતી. વખતે વચ્ચેથી દોરી તૂટી જશે કે ગરૂડ પેલા ટુકડા ને છોડી દેશે તો મારા ભૂક્કા નીકળી જશે, એ વિચારે મને અંધારાં આવી જતાં હતાં.

ગરૂડ કયાં જાય છે એનીય ગમ નહોતી રહી!

અચાનક માણસોની બૂમો સંભળાઇ. હળવે રહીને મેં બૂમો પાડનાર તરફ જોયું: એ કોઇ વેપારીઓ હશે એમ જણાયું.

પેલા વેપારીઓએ બૂમો પાડીને ને પત્થર ફેંકીને ગરૂડપક્ષીને એવું પજવ્યું કે એણે માંસનો ટુકડો ફેંકી દીધો. ધબ્બ દઇને ટુકડા સાથે હું પણ નીચે પછડાયો. સદ્‌ભાગ્યે બહુ ઉંચેથી નહોતો પડયો એટલે કાંઇ ઝાઝું વાગ્યું નહિ.

બીજી જ પળે પેલા વેપારીઓ ત્યાં દોડી આવ્યા. મને–એક જીવતા માણસને જોઇને તેઓ પ્રથમ તો આશ્ચર્ય પામ્યા ને પછી ગુસ્સે થયા.

હવે મને બધી વાત સમજાઇ. 'ટુકડા ફેંકીને આ લોકો ખીણમાંના હીરા મેળવે છે.' એ સાંભળેલી વાત મેં પ્રત્યક્ષ અનુભવી! પણ આ વખતે નિષ્ફળ જવાથાં વેપારીઓ મારા ઉપર ખૂબ ખીજાઇ ગયા.

છેવટે મેં એમને મારી કરૂણ કથા કહી સંભળાવી ત્યારે તેવો કંઈક શાન્ત થયા.

જે હીરા ગજવામાં ભરી લીધા હતા તે મેં એમને બતાવ્યા.

એ જોઇને સૌ દિંગ થઇ ગયા. 'અક્કેક હીરાની કીંમત લાખો રૂપિયાની થાય એમ છે!' એટલું જ તેઓ બોલી શકયા.

મેં દરેકને થોડા થોડા હીરા વહેંચવા માંડયા; પણ એ પ્રમાણિક વેપારીઓએ ના પાડી. મહા મુશ્કેલીએ દરેકને એક એક હીરો આપ્યો.

વાતમાં વાત નીકળતાં જણાયું કે એ વેપારીઓ મારા દેશના જ છે. હવે તો મારા આનંદનો પાર ન રહ્યો. હરખથી હું એમને ભેટી પડયો.

બીજે દિવસે સૌ દેશમાં પાછા જવાના હતા એટલે હું પણ એમની સાથે જવા તૈયાર થયો.

દુ:ખના સાગરમાંથી અચાનક આ સુખદ પ્રસંગ આવતાં મારા હરખનો પાર ન રહ્યો. મેં ભગવાનનો ખૂબ ખૂબ ઉપકાર માન્યો.

કીંમતી હીરાઓ સાથે બગદાદ શહેરના દરવાજામાં મેં પગ મૂકયો.

× × ×

બીજે દિવસથી 'કીંમતી હીરાના રાજા' તરીકે સૌ મને ઓળખવા લાગ્યાં.

*  *  *

## સફર ત્રીજી

### એક આંખવાળો રાક્ષસ!

છ માસ વીતી ગયા.

મારી પાસે અઢળક દોલત થઇ હતી. બાકીની જીંદગી નિરાંતે ગાળી શકાય એમ હતું; પરન્તુ દરિયાઈ મુસાફરીની ધૂન મને જંપવા દેતી નહિ. દૂર દૂરના દેશો જોવાનો, ને દરિયાનાં સાહસો ખેડવાનો મારો શોખ દિવસે દિવસે વધતો જતો.

એક વહાણુ મળી ગયું ને કીંમતી સામાન લઇ હું ત્રીજી સફરે ઉપડયો.

વહાણુનો કપ્તાન હોશિયાર હતો. દરિયાના એકેય તોફાનમાં સપડાયા વિના એ અમને દૂર દૂરના દેશોમાં લઇ ગયો.

અજાણ્યા દેશોમાં મારો વેપાર ખૂબ ચાલ્યો ને મને ઝાઝો નફો મળ્યો.

થોડા દિવસ પછી વહાણુ પાછું ફરવાનું હતું.

અમારા હરખનો પાર નહોતો. અમે સૌ નિરાંતે આરામ લેવા લાગ્યા.

પણ મહાસાગર તે મહાસાગર! એનું શું કહેવાય?

પવન ફૂંકાયો ને વહાણ ઝોલે ચઢ્યું.

કપ્તાન ઘણુંય બળ કરે પણ એમ કાંઇ વહાણ ઝાલ્યું રહે?

કાળાં કાળાં પહાડ જેવડાં મોજાં વચ્ચે અમારૂં વહાણ આમતેમ અથડાવા લાગ્યું. કપ્તાનના ગભરાટનો પાર ન રહ્યો. અમારા જીવ ચકડોળે ચઢ્યા.

"અરે ખુદા! શું થશે? આમાંથી કેમ ઉગરાશે?"

સાચેજ, બચવાનો એકેય આરો નહોતો જણાતો. આસપાસ જયાં જોઇએ ત્યાં પાણીના ભયંકર લોઢ માત્ર જણાતા!

વહાણનાં પાટીઆં ઉપર જોરથી પાણીની છાલકો વાગતી હતી. આ હમણાં પાટીઆં તૂટશે, હમણાં વહાણમાં પાણી ભરાઇ જશે એવા ભયથી અમે થરથર ધ્રૂજવા લાગ્યા.

એક દિવસ ને એક રાત સુધી તોફાન ચાલ્યું. બીજી સવારે તોફાન કંઇક શમ્યું. અમારા જીવમાં જીવ આવ્યા.

પણ વહાણ કયાંનું કયાંય ઘસડાઇ ગયું હતું. કપ્તાને

તૂતક ઉપર આવીને જોયું ને એ ભયથી બોલી ઉઠયો,

"અરે ખુદા! આ તો ઉલટા દુ:ખમાં પડયા! આ પ્રદેશ તો..."

કપ્તાન ભયથી થરથર ધ્રૂજી ઉઠયો. અમે એને સાન્ત્વન આપ્યું ને બધી વાત પૂછી.

કપ્તાને કહ્યું, "આ તો ઠીંગણા લોકોનો દેશ છે! એ નિર્દય લોકો આપણને જોશે તો જીવતા ય નહિ મૂકે!"

ઠીંગુજીઓની નિર્દયતાની ઘણી વાતો અમે સાંભળી હતી. અમને સૌને ય ઘણો ભય લાગ્યો; પરન્તુ હવે શું થાય?

જે થાય તે ખરું એમ વિચારી અમે તો વહાણ હંકારીને ત્યાંથી દૂર ચાલ્યા જવાની પેરવી કરવા માંડી.

અર્ધોએક માઇલ વહાણ ચાલ્યું; કિનારા ઉપર કોઇ માણસ નહોતું જણાતું એટલે અમે કદાચ ઉગરી જઇશું એમ લાગવા માંડયું.

અમે ઝપાટાબંધ વહાણ હંકારવા લાગ્યા.

પણ...પણ....વહાણ થોડુંક આગળ વધ્યું ત્યાં તો ઉજ્જડ જણાતા એ કિનારા ઉપર અસંખ્ય ઠીંગુજીઓ ઉભરાઇ ઉઠયા! એમની કાળી બીહામણી આકૃતિઓ જોઇ અમે થરથરી ઉઠયા.

અમારા હાથમા ઝાઝું બળ ન રહ્યું !

છતાં વહાણુ હંકારી જવાનો અમે પ્રયત્ન કરવા લાગ્યા. પણ ત્યાં તો ઠીંગુજીઓ પાણીમાં પડયા ને તરતા તરતા અમારા વહાંણુ ઉપર આવી પહોંચ્યા.

અમને થયું હવે આવી બન્યું.

અમે સામા થવાનો કાંઇ પ્રયત્ન કરીએ તે પહેલાં તો એ લોકો અત્યંત ત્વરાથી વહાણુ ઉપર ચઢી ગયા !

ઠીંગુજીઓએ જોતજોતામાં સઢના ચૂરેચૂરા કરી નાખ્યા, લંગરનું દોરડું કરડી ખાધું, ને વહાણુને ઘસડીને કિનારા ઉપર લઇ ગયા.

ધક્કો મારી મારીને એ લોકોએ અમને નીચે પાડી નાખ્યા. એક એક જણુ પાછળ કેટલાય ઠીંગુજીઓ પડયા હતા એટલે સામા થવાથી કંઇજ વળ્યું નહિ.

અમે નિરુપાય થઇને એ નિર્જન બેટ ઉપર ઉતરી પડયા. પેલા ક્રૂર રાન્ટી લોકો અમારૂં વહાણુ લઇને કયાંક ચાલ્યા ગયા.

હવે શું કરવું ?

આ ભયાનક આફતથી અમે ખૂબ ગભરાઇ ગયા. શું કરવું એ અમને ન સૂઝયું. તો ઘડીક ત્યાંજ પડયા રહ્યા.

પણ સૂર્યાસ્તનો સમય થતો હતો. અમને સૌને ભૂખ પણ લાગી હતી. એટમાં કયાંય થોડાંક ફળ મળી જાય તો તેનાથી પેટ ભરવાનો વિચાર થયો.

થોડાંક ફળફૂલ મળ્યાં ને અમારી ભૂખ કંઈક શાન્ત થઈ.

અમે આમતેમ ફરીને ફળફૂલ ખોળતા હતા એવામાં એક તરફ દૂર દૂર કંઈક મહેલ જેવું જણાયું. અમે બારીકાઈથી જોયું તો એ સાચે સાચે જ મહેલ હતો.

અમે દોડતા દોડતા એ મહેલ પાસે જઈ પહોંચ્યા.

મુખ્ય દરવાજો ઉઘાડીને અમે અંદર પેઠા; પણ એવડા મોટા મહેલમાં કાંઇ વસતિ નહોતી જણાતી! ચોમેર સૂનકાર લાગતું હતું.

ફળીઆમાં પેસતાં જ અમે એક દેખાવ જોયો ને થરથરી ઉઠયા. "અરે! આ શું? આટલાં બધાં હાડકાં કયાંથી?"

હાડકાંનો મોટો ઢગલો પડયો'તો. સામી બાજુએ માણસોની ખોપરીઓ રઝળતી હતી!

એ ભયાનક દેખાવ જોઇ અમે બધા ધ્રૂજી ઉઠયા. અમને થયું આ તે શું કોઇ રાક્ષસનો મહેલ છે?

આખો દિવસ રઝળી રખડીને થાકી ગયા હતા. નિરાશાથી અમારૂં બળ ઓછું થઇ ગયું હતું; એટલે

અમે તો હારી થાકીને એક તરફ જઇ બેશુદ્ધ જેવા થઇ પડયા.

સાંઝ પડી. અંધારૂ થયું.

એકાએક ફડાક દઇને મુખ્ય દરવાજો ઉઘડયો. ભયભીત થઇ અમે એ તરફ જોયું.

પહાડ જેવો એક રાક્ષસ અંદર આવતો હતો! એનું કાળું બિહામણું શરીર ને કપાળ વચ્ચે લાલચોળ અંગારા જેવી એક જ આંખ જોઇ અમારી અજાયબી અને બ્હીકનો પાર ન રહ્યો.

રાક્ષસ કાંઇ જેવો તેવો નહોતો! મોટું બિહામણું મોઢું, ઉંટ જેવા લબડતા હોઠ, બહાર નીકળેલા તીક્ષ્ણ દાંત, ને મોટા નખવાળા એ રાક્ષસને જોઇને અમારા હોશકોશ ઉડી ગયા.

ને બીકના માર્યા અમે બેઠા હતા ત્યાં જ બેભાન થઇને ઢળી પડયા!

એક ઘડી વીતી ગઇ. શુદ્ધિમાં આવીને મેં જરા આંખ ઉઘાડી; પણ ત્યાં તો એ ક્રૂર રાક્ષસે ઝપટ મારીને મને પકડયો ને આડોઅવળો ફેરવી જોયો!

મેં જાણ્યું, આજ આવી બન્યું. હું 'ખુદા!' 'ખુદા!' એમ પોકારવા લાગ્યો.

કોણ જાણે શું થયું, કે રાક્ષસે મને એક તરફ નાખી દીધો ને મારા જાડા કસ્માન મિત્રને ઉંચકી લીધો!

હું બેભાન થઇ પડયો.

× × ×

હું જાગ્યો ત્યારે નાખુદા ગુમ થઇ ગયો હતો ને પેલો દુષ્ટ રાક્ષસ નિરાંતે ઘોરતો હતો!

બીજે દિવસે પણ એ દુષ્ટ રાક્ષસે અમારામાંના એકને મારી નાખ્યો.

અમે નાશીને ય કયાં જઇએ?

છેવટે ત્રીજે દિવસે બચેલા મિત્રો સાથે અમે નક્કી કર્યું કે દિવસે રાક્ષસ બહાર જાય ત્યારે આપણે સમુદ્ર-કિનારે જવું ને થોડાક તરાપા બાંધી દેવા.

અમે દશેક તરાપા તૈયાર કર્યા. પણ તરાપામાં બેસીને દરિયામાં પડવું એ ય જીવતા મુઆ જેવું હતું; એટલે અમે એક નવી યુક્તિ પણ ખોળી કાઢી.

એ દુષ્ટ રાક્ષસનો નાશ કરી નાખી બીજું કોઇ વહાણ મળી જાય ત્યાં સુધી એ બેટમાં રહેવું એમ અમે ઠરાવ્યું.

તે રાત્રે અમે અમારા મિત્રોનું વૈર લેવા તૈયાર થયા.

રાક્ષસ નિરાંતે ઘોરવા લાગ્યો. હળવે હળવે દેવતા

સળગાવી અમે દશ મોટા મોટા સળીઆ લાલચોળ તપાવ્યા.

ને સૌએ સામટા મળી પાપી રાક્ષસની આંખમાં એ ભોકી દીધા.

આકાશ ફાડી નાખે તેવી ભયંકર ગર્જનાઓ કરતો રાક્ષસ સફાળો ઉભો થઇ ગયો, ને હાથ લાંબા કરી અમને ખોળવા લાગ્યો.

અમને થયું, આતો ન મુઓ; પણ જો પકડાયા તો આપણું આવી બનશે.

મૂઠીઓ વાળીને અમે નાઠા ને આંખ મીંચતામાં દરિયા કિનારે આવી પહોંચ્યા.

વખતે રાક્ષસ અમારી આગળ આવે તો પેલા તરાપા વાટે દૂર નાશી જવું એમ અમે નકકી કર્યું.

રાક્ષસની ગર્જનાઓ સંભળાતી બંધ થઇ હતી; એટલે અમે જરા નિશ્ચિંત મને કિનારે થાક ખાવા બેઠા. અમે ધાર્યું, એ પાપી મરી ગયો હશે.

હવે તો આ બેટ ઉપર થોડો વખત રહેવું ને એટલામાં કોઇ વહાણ જતું આવતું મળી જાય તો તેમાં બેસી ચાલ્યા જવું, એમ અમે ઠરાવ્યું. એટલા દિવસ બેટમાંનાં ફળફૂલ ઉપર ચલાવી શકાય તેમ હતું.

અમારા જીવમાં જીવ આવ્યો. સૂર્યોદયની રાહ જોતા અમે નિરાંતે આડા પડયા.

પરન્તુ સૂર્યોદય થતાં જ દૂર દૂર પહાડ જેવા ત્રણ ઓળા જણાયા! મેં મારા મિત્રોને બતાવ્યું. એ ત્રણ વિકરાળ રાક્ષસો જોઇને અમે ભયથી અધમૂઆ થઇ ગયા!

ભયંકર ગર્જનાઓ કરતા એ ત્રણે રાક્ષસો એક પળમાં અમારી નજીક આવી પહોંચ્યા.

વહેલે વહેલે અમે તરાપા તરફ દોડયા.

પણ તરાપા હંકારીને અમે ભાગ્યે જ થોડે છેટે ગય હઇશું ત્યાં તો એ ભયંકર રાક્ષસોએ અમારા ઉપર મોટા મોટા પત્થરોનો વરસાદ વરસાવ્યો!

પાણીના ભયંકર લોઢ ઉછળવા લાગ્યા. આમતેમ નમતા તરાપા ઉપર અમે સૌ થર થર ધ્રૂજવા લાગ્યા.

જોતજોતામાં પાંચસાત તરાપા બુડી ગયા ને અમારા કેટલાય મિત્રો દરિયાને તળીએ જઇ બેઠા!

સદ્‌ભાગ્યે અમારો તરાપો આગળ હતો એટલે એને ઝાઝી ઇજા થઇ નહોતી.

બધા તરાપા બુડી ગયા છે એમ જાણી એ રાક્ષસો પાછા ચાલ્યા ગયા.



ભયંકર ગર્જનાઓ કરતા એ ત્રણે રાક્ષસો
એક પળમાં અમારી નજીક આવી પહોંચ્યા.

અમારો એક જ તરાપો ઉગર્યો હતો. તરાપા ઉપર ભરોસો રાખી અમે દરિયા વચ્ચે ઝૂકાવ્યું.

ભયંકર મોજાં વચ્ચે નાનો તરાપો આમતેમ અથડાતો હતો. હૈયે હિંમત રાખી અમે એના ઉપર બેસી રહ્યા હતા.

રાક્ષસોના હાથમાંથી બચ્યા છતાં અહીંથી ઉગરવાની આશા નહોતી રહેતી. હમણાં ત્રાપો ઉંધો વળશે, હમણાં ત્રણેય પાણીમાં પડી જઈશું, એમ થયાં કરતું હતું.

પણ ખુદા બેલી છેને? મોજાંઓ વચ્ચે અથડાતો અમારો તરાપો કોઇ અજાણ્યા કિનારા ઉપર જઈ પડયો!

એ કયો દેશ છે એની અમને ખબર નહોતી; તેમ છતાં દરિયામાંથી જીવતા બચ્યા તેથી નીચે જમીન ઉપર ઉતર્યા ને પાક પરવરદિગારનો ઘણો અહેશાન માન્યો.

અમે ઘડીક કિનારા ઉપર જ સૂતા.

સંધ્યાકાળ થયો. એકાદ ઝાડ ઉપર ચડીને એ રાત્રિ પસાર કરવાનું અમે નક્કી કર્યું.

થાકથી આંખો મીંચાઇ જતી હતી. હાથપગ ઢીલા થઇ ગયા હતા.

અંધારૂં વધ્યું. અમે કોઇ ઝાડ ખોળવા જતા હતા, ત્યાં અચાનક વાવાઝોડા જેવો અવાજ સંભળાયો. પાછું

વાળીને જોયું ત્યાં તો હું હેબતાઇ ગયો. એક પ્રચંડ સાપ અમારી નજીક આવી પહોંચ્યો હતો! જોતજોતામાં સાપ મારા એક સાથીને ગળી ગયો. એવડો મોટો સાપ અમે કદિ જોયો નહોતો!

અમે પેલા દુર્ભાગી સાથીને છોડાવવા પુષ્કળ મહેનત કરી જોઇ; પરંતુ કાંઇ વળ્યું નહિ.

હવે તો ઉલટી અમને બીક લાગવા માંડી કે વખતે સાપ અમનેય ગળી જશે!

મારો એકજ સાથી હવે બાકી રહ્યો હતો. અમે બન્ને જીવ લઇને દૂર નાશી ગયા.

બીજે દિવસે કંઇક ફળફૂલ ખાઇને અમે દિવસ છતાં જ એક ઝાડ ઉપર ચઢીને બેઠા. વખતે પેલો ભયંકર સાપ આજ પણ આવી ચઢશે એવી બીક અમને લાગતી હતી.

અંધારૂં થયું. અમારી આંખ મીંચાવા લાગી.

પણ એટલામાં સુસવાટો થયો ને અમે ઝબકી ઉઠયા.

પેલો ભયંકર સાપ ઝાડ નીચે આવી પહોંચ્યો હતો!

હવે?

હવે નાશીનેય કયાં જવું? જોતજોતામાં સાપે નીચેની

ડાળી ઉપર બેઠેલા મારા સાથીને પકડયો.

સાપ ચાલ્યો ગયો. ગાઢ અંધકારમાં ભયથી ધ્રૂજતો હું એકલો પડયો.

મને થયું, આ સફર તો ખરેખરી ભયંકર નીવડી! આ વખતે જીવતા ઘેર પહોંચાય તેમ નથી.

સૂરજ ઉગ્યો. નીચે ઉતરીને મેં થોડાંક ફળ ખાધાં ને પાણી પીધું.

સાંઝ પડવા આવી. સાપની બીકે જીવ ફફડતો હતો. એનાથી બચવા માટે મેં કંઇક ઉપાય ખોળવા માંડયો.

છેવટે ઝાડ ઉપર થોડાંક લાકડાં ગોઠવીને મેં મજબુત પેટી જેવો આકાર કર્યો ને અંધારૂં થતાં એ પેટીમાં હું પેસી ગયો.

રાત પડી. ભયંકર સુસવાટા મારતો સાપ ત્યાં આવી પહોચ્યો.

સાપના અવાજ માત્રથી જ હું અધમૂઓ થઇ ગયો. એ જબરા સાપ આગળ મહામહેનતે કરેલી મારી પેટીનો કંઇ જ હિસાબ નહોતો!

સાપે બેચાર વાર ફેણુ પછાડી: લાકડાં વચ્ચેથી એણે મને ખેંચી લેવાની મહેનત કરવા માંડી.

લપાઇને હું અંદર ભરાઇ રહ્યા.

મને જીવવાની થોડી જ આશા રહેતી હતી. એક પળમાં જ સાપ પેટીને તોડી નાખશે ને મને ગળી જશે એમ લાગતું હતું.

પણ સદ્‌ભાગ્યે મારા તકદીરે જોર કર્યું. સાપનું કાંઇ વળ્યું નહિ. કેમે કરી પેટી એનાથી તૂટી નહિ.

છેવટ ફૂંફાડા મારતો સાપ ચાલ્યો ગયો ને હું ઉગર્યો!

સૂરજ ઉગતાં હું પેટીમાંથી બહાર નીકળ્યો ને દરિયા-કિનારે ગયો.

વખતે કોઇ વહાણ મળી જાય તો ઉગરી જાઉં એમ હતું.

પણ એ નિર્જન માર્ગે વહાણ કયાંથી મળે?

તડકો ચડયો. થોડાં ફળ વડે મેં મારી ભૂખ ટાળી.

ત્યાં મારે બીજું કાંઇ કામ હતું જ નહિ એટલે ફરીથી દરિયાકાંઠે જઇને એક ઉંચા ખડક ઉપર હું ઉભો.

અચાનક દૂર દૂરનાં દરિયાનાં પાણી ઉપર મને કોઇ વહાણનો સઢ જણાયો! હું ફાટી આંખે એ તરફ જોઇ રહ્યો.

સાચે જ એક વહાણ આવતું હતું!

વહાણુ જરા પાસે આવ્યું એટલે મેં પાણી પાસે ઉભા રહીને મારી પાઘડી હવામાં ઉપાડી.

ખરેખર હું ફાવ્યો! વહાણુનાં માણુસોએ મને દીઠો, ને એમણે મારે માટે એક હોડી મોકલી.

હરખથી ગાંડો થએલો હું પેલા વહાણુમાં પહોંચી ગયો!

મારા હરખનો પાર નહોતો. ઘડીક તો હું બેભાન જેવો થઇ પડયો!

આ રાક્ષસવાળા બેટમાંથી જીવતો પાછો આવ્યો એથી સૌને નવાઇ લાગતી હતી.

છેવટ મેં મારી કરૂણુ કથની કહી સંભળાવી. સૌને ખૂબ ખૂબ નવાઇ લાગી.

× × ×

કેટલાક દિવસ પછી અમે સાલાહત નામના બેટમાં આવી પહોંચ્યા. એ બેટમાં ચંદન ઘણું પાકે છે.

નાખુદાએ વેપારનો થોડાક સામાન મને આપ્યો ને કહ્યું, "ભાઈ, લે આ સામાન તું વેચ. નફાનો થોડો ભાગ તને મળશે. ગરીબ બિચારો વેપારી! તારી પેઠે જ એ એક બેટ ઉપર રહી ગયો!"



વહાણ જરા પાસે આવ્યું એટલે મેં પાણી પાસે ઉભા
રહીને મારી પાઘડી હવામાં ઉડાડી.

કપ્તાને દુઃખી થઇને કહ્યું,

મેં સહજભાવે પૂછ્યું, "એ દુર્ભાગી વેપારીનું નામ કહેશો ?"

"સિંદબાદ." નાખુદો બોલ્યો.

"સિંદબાદ ! પેલો બગદાદનો વેપારી ?" હું પોકારી ઉઠયો.

નાખુદાએ ડોકું હલાવી હા કહી.

ને મારા હરખનો પાર ન રહ્યો !

× × ×

મેં બધી વાત કરી. ઘણી ઘણી તપાસ પછી ખાત્રી થતાં નાખુદા હરખથી મને ભેટી પડયો. ઘણા દિવસથી છૂટા પડેલા મિત્રો ખૂબ હળ્યામળ્યા ને રાજી થયા.

× × ×

તે પછી અમે હિંદને કિનારે જઇ પહોંચ્યા. ત્યાંથી મેં લવિંગ, તજ વગેરે ઘણો માલ ખરીદ્યો.

હિંદીસમુદ્રમાં અમે એક જંગી કાચબો જોયો કે જે વીશ હાથ લાંબો ને વીશ હાથ પહોળો હતો !

બીજાં પણ અનેક દરિયાઇ પ્રાણીઓ જોતા જોતા અમે બેલ્સોરા બંદરે આવી પહોંચ્યા ને ઘણો કીંમતી સામાન લઇને હરખાતે હૈયે હું બગદાદમાં આવી પહોંચ્યો.

# સફર ચોથી

## રા-ટીઓના હાથમાં:

## નવા દેશનો નવો રિવાજ!

ખુશ્કીને માર્ગે ઇરાન જઇને મેં મારી ચોથી યાત્રા શરુ કરી.

શરુઆતમાં એક બે વાર નાનાં તોફાન થયાં હતાં; પરન્તુ અમને કુશળ કપ્તાને પૂરેપૂરી કાળજી રાખીને બચાવી લીધા હતા.

વચ્ચે આવતા નાના મોટા બેટો ઉપર ઉતરીને અમે અમારો માલ વેચતા ને નવો માલ ખરીદતા.

× × ×

મધરાતનો સમય હતો. સાગરે અંધાર પછેડો ઓઢયો હતો. અમારૂં વહાણુ પાણી ઉપર સરસરાટ કરતું ચાલ્યું જતું હતું. કુશળ કપ્તાન સુકાન ઝાલીને બેઠો હતો.

એકાએક પવનનું જોર વધવા માંડયું. પાણીનાં મોજાંથી વહાણુ ડોલવા લાગ્યું; પણુ અમને અમારા કુશળ કપ્તાન ઉપર ભરોંસો હતો. અમને ખાત્રી જ હતી કે એ આ તોફાનમાંથીય વહાણુને બચાવી લેશે.

પણુ મધરાત પછી પવનનું જોર ઉલટું વધવા લાગ્યું. પાણીના મોટામોટા લોઢ વહાણુ સાથે અફળાવા લાગ્યા!

ગભરાતા ગભરાતા અમે કપ્તાન પાસે દોડી ગયા.

"તોફાન ભયંકર છે. આ બાજુનો દરિયો જરા તોફાની છે; પણ ફિકર નહિ."

કપ્તાને અમને ધીરજ આપી. ને એ સુકાન સાચવવા લાગ્યો.

પણ એ અંધારઘેરી રાતનું તોફાન કાંઇ જેવું તેવું નહોતું! ચારે તરફ ભયંકર લોઢ ઉછળી રહ્યા હતા. ને છાલકો વાગી વાગીને વહાણમાંય પાણી પેસી જતું હતું!

અમને ધાસ્તી લાગી.

ઘડીક તૂતક ઉપર ને ઘડીક કપ્તાન પાસે દોડી દોડીને અમે તે રાત પસાર કરી.

સવાર થતાં દરિયો કંઇક શમ્યો; એટલે અમને જરા નિરાંત વળી પણ થોડીજ વારમાં પાછું પવનનું જોર વધ્યું ને રાક્ષસી મોજાં ઉછળી રહ્યાં.

કડ્ડડ્ કડાક!

કપ્તાન ઉછળીને હેઠો પડયો. એક જબ્બર આચકાથી વહાણ ધ્રૂજી ઉઠયું.

એક કઠણ ખડક સાથે વહાણ અથડાયું ને નીચેનાં પાટીઆં તૂટી પડયાં.



......પવનનું જોર વધ્યું ને રાક્ષસી મોજાં ઉછળી રહ્યાં.

બીજો કડાકો ને વહાણનો પાછલો ભાગ પાણીમાં!

× × ×

અધમૂઓ થએલો હું કેટલીય ઘડીઓ પછી કંઈક જાગૃતિમાં આવ્યો. જોયું તો હું ને બીજા થોડાક ઉતારૂઓ એક લાકડાને વળગી રહ્યા હતા.

વહાણનું નામનિશાન નહોતું જણાતું. આમતેમ કેટલોક સામાન તરતો હતો!

અમે લાકડાને વળગી રહ્યા.

આખો દિવસ દરિયામાં જ ગયો. સાંઝ પડતાં એક મોટું મોજું આવ્યું ને લાકડા સાથે અમને એક બાજુ ઘસડી ગયું.

મારામાં તો આંખ ઉઘાડીને જોવાનીય શક્તિ નહોતી રહી. મેં ધાર્યું, આજ અહીંથી જીવતા નહિ જવાય.

બીજું એક મોજું આવ્યું ને ભયંકર ગર્જના સાથે અમને કિનારા તરફ ઘસડી ગયું.

મોજું પાછું ચાલ્યું ગયું. અમે કાદવમાં ગળકી ગયા! હવે મેં આંખ ઉઘાડી. એક બેટ ઉપર અમે ઘસડાઈ આવ્યા હતા! ભયંકર મોજાં તો ચાલુજ હતાં.

મેં મારા સાથીઓને જાગૃત કર્યાં ને કહ્યું, "નાસો,

નાસો, બીજું મોજું આવે તે પહેલાં પેલા ખડક ઉપર પહોંચી જઇએ."

ને અમે દોટ મૂકી.

થાકથી અધમૂઆ થઇને અમે એ કિનારા ઉપર કેટલીય વાર સુધી પડયા રહ્યા. કકડીને ભૂખ લાગી હતી; પણ ત્યાં ખાવું શું?

જેમતેમ કરીને અમે ઉભા થયા ને આમતેમ કંઈ ફળફળાદિ ખોળવા લાગ્યા.

એકેક બબ્બે ફળ ખાઇને અમે તે રાતે એ કિનારા ઉપર જ પડયા રહ્યા.

બીજે દિવસે સૂર્યોદય થતાં અમે કિનારાની ઉપરની બાજુએ થોડાંક ઝુપડાં જોયાં.

હરખથી અમે એ ઝુંપડાં તરફ ગયા. એટલામાં એ દેશના રહેવાશીઓનું એક ટોળું અમને ઘેરી વળ્યું: એમણે અમને કેદ કરી લીધા!

અમારી કરૂણ કથની કોણ સાંભળે? અમારી ભાષાય કોણ સમજે?

હું અને મારા પાંચ સાથીઓ એક ટોળાના હાથમાં પડયા. એ લોકો અમને એમની ઝુંપડીમાં લઇ ગયા ને ઇસારતથી એક જાતનો પાલો ખાવા સૂચવ્યું.

મારા સાથીઓ તો ભૂખથી અધમૂઆ ગઇ ગયા હતા; એટલે એમણે તો ચટચટ એ પાલો ખાવા માંડયો. પણ મને એ પાલો કંઈક વિચિત્ર લાગ્યો.

ભૂખનું દુઃખ વેઠીને પણ હું એ પાલાને અડયો નહિ.

સાચે જ, મારૂં અનુમાન ખરૂં હતું! પાલો ખાતાં જ મારા પાંચે ય સોબતીઓ શુદ્ધસાન ખોઇ બેઠા.

પછી એ રાન્ટી લોકોએ અમને કોપરાના તેલમાં તળેલો ભાત ખાવા આપ્યો. મારા સોબતીઓ તો એના ઉપર તૂટી પડયા. મેં પણ થોડોક ભાત ખાધો.

મેં નક્કી માન્યું કે આ માંસભક્ષી લોકો હશે ને પેલો પાલો ખવરાવીને એ માણસને વધારે પુષ્ટ કરી પછી મારી નાખતા હશે.

ખરેખર, મેં ધાર્યું હતું તેમજ મારા એ દુર્ભાગી મિત્રોની દુર્દશા થઇ!

મારૂં કહેવું કોઇએ ન માન્યું.

એક દિવસ લાગ મળ્યો ને હું એ દુષ્ટોના હાથમાંથી નાઠો. રાન્ટી લોકો પાછળ પડશે એ બ્હીકે હું આખો દિવસ દોડયો. વચમાં એક રાન્ટી બુઢ્ઢાએ મને જોયો હતો; પણ એને ન ગણકારતાં મેં જીવ લઇને નાસવા માંડયું.

સંધ્યાકાળ થતાં સહેજ વિસામો લીધો. સાત દિવસ સુધી મેં આ રીતે નાસવું જારી રાખ્યું.

સદ્ભાગ્યે રસ્તામાં નાળિયેરીનાં ઘણાં ઝાડો આવતાં, એટલે નાળિયેરનું પાણી પીને હું મારી ભૂખ શાન્ત કરી લેતો.

સાત દિવસ ને સાત રાતો વીતી ગઇ. ભયથી ને થાકથી મારૂં આખું શરીર કમ્પવા લાગ્યું. હવે તો એક ડગલુંય નહિ ચલાય એમ લાગ્યું.

હું ધરતી ઉપર ઢળી પડયો.

કેટલીક વારે ઉભા થઇને મેં આસપાસ જોયું: ચોમેર મરીના વેલા જણાતા હતા. એટલામાં અચાનક મેં થોડાંક ગોરાં માણસો દીઠાં!

એક શ્વાસે હું એમની પાસે દોડી ગયો.

ખુદાએ રહેમ કરી હતી. એ લોકો મારા જાતભાઈ-ઓ હતા. એમણે મને અરબીમાં પૂછ્યું, "ભલા માણસ, આમ કયાંથી આવે છે?"

"શું તને ક્રૂર રાન્ટી લોકોની બ્હીક નથી?"

મેં એમને બધી વાત કરી.

સૌએ મારી વાત સાંભળી.

"ભાઇ, ખરેખર તું ભાગ્યશાળી છે. નહિતર એકેય માણસ એ દુષ્ટોના પંજામાંથી જીવતો બચ્યો નથી!"

પેલા લોકો મરી ભેગાં કરવા આવ્યા હતા. કામ પૂરું થયું એટલે સૌ પોતાના ઘર તરફ ચાલ્યા; મને પણ સાથે લીધો.

× × ×

એ નવા દેશના રાજાએ મારૂં ખૂબ સન્માન કર્યું.

આરામથી હું ત્યાં રહેવા લાગ્યો.

પણ એ નવા દેશમાં ઘણા નવા નવા રિવાજો હતા. ત્યાં લોકો સુન્દર ઘોડાઓ પાળતા ખરા; પણ તેઓ એના ઉપર સામાન–જીન નાખ્યા વિના ને લગામ ચઢાવ્યા વિના જ સ્વારી કરતા.

આ વિચિત્ર ચાલ જોઇને મને પહેલાં તો ઘણી નવાઇ લાગી; પણ છેવટ સમજાયું કે એ બાપડાઓને લગામ કે બીજા સામાનની કાંઇ ખબર જ નથી!

રાજા પાસે જઇને મેં લગામની વાત કરી, રાજાએ કહ્યું, "તમે શું કહો છો એ હું નથી સમજતો!"

છેવટે મેં એક લગામ તૈયાર કરી. બીજો સામાન પણ બનાવ્યો ને એ વાપરવાની રીત સૌને બતાવી.

લગામ ચઢાવતાં તોફાની ઘોડાઓનું તોફાન ઓછું થઇ ગયું ને લોકો ધારી જગ્યાએ એમને લઇ જવા લાગ્યા.



લગામ ચઢાવતાં જ તોફાની ઘોડાઓનું તોફાન ઓછું થઇ ગયું.

મારો નવો સામાન ખૂબ વેચાવા લાગ્યો.

થોડા જ દિવસોમાં મારી પાસે સોનામ્હોરોનો મોટો ભંડાર થઇ ગયો.

ખુદાએ મને ફરી એકવાર તાલેવાન બનાવી દીધો!

નવી શોધ કરનાર તરીકે આખા દેશમાં મારી કીર્તિ ફેલાઇ ને રાજાએ રાજી થઇને પોતાના એક દરબારીની કુંવરી સાથે મારાં લગ્ન કરાવ્યાં.

એ નવા બેટમાં આનન્દકલ્લોલથી હું રહેવા લાગ્યો.

છ માસ વીતી ગયા.

પણ એટલામાં એક નવી આફ્ત આવી પડી! મારા પાડોશીની સ્ત્રી મરી ગઇ ને એ પોકેપોક મૂકીને રડવા લાગ્યો.

પાસે જઇને મેં એને ધીરજ આપી ને જેમતેમ કરીને મન વાળવા સૂચવ્યું; પણ તેમતેમ તો એ ઉલટો વધારે ને વધારે રડવા લાગ્યો! છેવટ મને ખબર પડી કે: અહીં તો સ્ત્રી કે પુરુષમાંથી કોઇ એક મરી જાય છે તો બીજાને તેની પાછળ મડદાખીણમાં પડવું પડે છે!

મારી નવાઇનો પાર ન રહ્યો!

"કોઇ ન પડે તો?" મેં ઉતાવળે પૂછ્યું. ને ઉત્તર મળ્યો: "તો લોકો એને જબરજસ્તીથી ધકેલી મૂકે!"




......રાજાએ રાજી થઈને પોતાના એક દરબારીની
કુંવરી સાથે મારાં લગ્ન કરાવ્યાં.

હું તો આ નવા ઘાતકી રિવાજથી થરથરી ઉઠયો.

ભોગજોગે મારી સ્ત્રી બિમાર પડી. હું તો પહેલેજ દિવસે ચિંતાથી અધમૂઓ થઇ ગયો. હવે શું કરવું? વખતે આ સ્ત્રી મરી જશે તો ઘાતકી લોકો મનેય પેલી ખીણુમાં ધકેલી મૂકશે, એવી ફિકર થવા લાગી.

ખરેખર મારી સ્ત્રી મરી ગઇ! મેં રડતાંકકળતાં સૌને આજીજી કરી કે "ભાઇશાબ! હું કાંઇ આ દેશનો વતની નથી. મને જીવતો રહેવા દો. મારે હવે આ દેશમાં નથી રહેવું."

પણ કોઇએ સાંભળ્યું નહિ. સૌ મને અને મારી સ્ત્રીના મડદાને ઉંચકીને પેલી મડદાખીણુને મથાળે આવ્યા.

મારી સાથે સાતેક દિવસ ચાલે એટલા રોટલા ને થોડું પાણી બંધાવીને એ ઘાતકી લોકોએ અમને બન્નેને નીચે ખીણુમાં ઉતારી મૂકયાં!

ભયંકર ખીણુમાં નાખી નજર પહોંચે તેમ નહોતું. અમે નીચે પહોંચ્યાં એટલે ઉપરના લોકોએ દોરડાં તોડી નાખ્યાં ને એ નિર્જન ખીણુમાં ગંધાતાં મડદાંઓ વચ્ચે હું જીવતો મૂઆ જેવો પડયો!

અનેકવાર મને ખુદાએ બચાવી લીધો હતો, પણ આ વખતે આ ઉંડી ખીણુમાંથી હું બચી શકું એમ જ નહોતું.

ભયથી હું 'ખુદા!' 'ખુદા!' એમ પોકારી ઉઠયો. નિર્જન ખીણુમાં માત્ર એના પડઘા પડચા.

એક રાત વીતી ગઇ.

બીજી સવારે ખીણુને મથાળે કંઇક અવાજ થયો ને બીજાં બે માણુસો નીચે પડયાં.

એમાંના જીવતા માણુસ સાથે રોટલા ને પાણી હતું. એ અધમૂઆ જેવા માણુસ પાસેથી મેં થોડુંક પાણી ઝૂટવી લીધું!. મને દુ:ખ તો ઘણુંય થયું; પણુ કરૂં શું?

છેવટ છઠ્ઠે દિવસે એક બાજુએ મેં કંઇક અવાજ સાંભળ્યો. અવાજ ખીણુની નીચાણુની બાજુએથી આવતો હતો.

મને દહેશત લાગી. હું નીચાણુ તરફ જોઇ રહ્યો.

એક સાંકડા માર્ગમાંથી ઘસડાતું ઘસડાતું કોઇ પ્રાણી મારી તરફ આવતું હતું. હું સફાળો બેઠો થઇ ગયો.

"એ પ્રાણી કયાંથી આવ્યું? શું નીચાણુમાં કોઇ માર્ગ છે?"

એમ બોલતો બોલતો હું એ સાંકડા માર્ગ તરફ દોડયો. કેટલેક છેટે જતાં એક સાંકડો અંધારો માર્ગ જણાયો!

પેલા પ્રાણીની પાછળ ઘસડાતો ઘસડાતો હું એ અંધારા

માર્ગમાં આગળ ચાલ્યો. મને થયું, આમેય ખીણમાં મોત આવશે જ ને?

પણ કેટલોક માર્ગ કાપ્યા પછી મને દૂર દૂર કંઇક અજવાળું જણાયું! મારા હરખનો પાર ન રહ્યો!

× + ×

ખુદાએ રહેમ કરી. એ અંધારો માર્ગ પૂરો થતાં મેં ફરી એકવાર દરિયો દીઠો!

પેલી ભયંકર ખીણમાંથી બહાર નીકળી શકયો તેથી હું હરખથી ગાંડા જેવો બની ગયો.

મને હવે કંઇક આશા રહેવા લાગી કે ઇશ્વરની મહેર હશે તો કોઇક જતુંઆવતું વહાણ મળી પણ જશે.

એ અંધારા માર્ગે ફરી એકવાર હું પેલી ખીણમાં ગયો ને નકામાં પડેલાં કીંમતી જવાહીરો ભેગાં કરી લાવ્યો.

બે દિવસ વીતી ગયા. પેલા શહેરનાં માણસો મને જોઇ શકે તેમ નહોતું એટલે મને જરા નિરાંત હતી.

જેમતેમ કરીને મેં ત્રીજો દિવસ પણ પૂરો કર્યો.

ચોથે દિવસે સવારના પહોરમાં દૂર દૂર એક વહાણ જણાયું! મેં ઘણી બૂમો પાડી ત્યારે એ લોકોએ મને દીઠો.

એ ભલા લોકોએ મારે માટે એક હોડી મોકલી. હું એમાં કૂદી પડ્યો.

ને અમે સુખરૂપ વહાણમાં પહોંચી ગયા.

અનેક નવા દેશમાં ફરતા ફરતા અમે કેલા નામના ટાપુમાં આવી પહોંચ્યા, ત્યાં અમે સીસાની પુષ્કળ ખાણો જોઇ. નેતર ને ઇમારતી લાકડાં પણ અહીં ઘણાં થાય છે.

થોડે દિવસે અમે બેલ્સોરા બંદરે પહોંચ્યા ને ત્યાંથી હું બગદાદ પહોંચી ગયો.

*　　　　*　　　　*

## સફર પાંચમી

### દરિયાઇ ડોસાના પંજામાં

પાંચમી રાતે સિંદબાદ શેઠે વાત શરુ કરી:

એક મજબુત વહાણ તૈયાર કરાવીને મેં પાંચમી સફર શરુ કરવાનો વિચાર કર્યો.

એક હોશિયાર કપ્તાન મળી ગયો, વહાણ તૈયાર થયું, થોડા વેપારી સાથીઓ પણ તૈયાર થયા ને મારી પાંચમી સફર શરુ થઈ.

દરેક વખતે કંઇક ને કંઈક દરિયાઇ તોફાન તો થતું જ હતું; પણ આ વખતે ખુદાની મહેર હતી. મુસાફરી

દર્મિયાન દરિયો શાન્ત રહેતો હતો, એકેય તોફાન નડયું નહિ, તેથી અમે થોડા વખતમાં ઘણે દૂર પહોંચી ગયા.

× × ×

સવારનો પહોર હતો. સૂરજનાં સોનેરી કિરણો પાણી ઉપર નાચતાં હતાં. તેવામાં દૂર દૂર એક બેટ દેખાયો.

બેટ ઉપર ઘડીક વિસામો લેવાનું નક્કી કરી અમે એ તરફ વહાણ હંકાર્યું.

નાની નાની હોડીઓમાં બેસી અમે બેટ ઉપર ઉતર્યાં.

આ બેટ ઉપર રૅાક પક્ષીનું એક ઇંડું જણાયું! બધા વેપારીઓ એ કિલ્લા જેવડુ ઇંડુ જોઇને આશ્ચર્ય પામ્યા.

પ્રથમ તો એ લોકોએ મારી વાત માની જ નહિ. એમણે કહ્યું, "આવડું મોટું ઇંડું કદિ હોય જ નહિ. આ તો કોઇ રાક્ષસી માયા હશે!"

મેં એમને બીજી સફરની મારી બધી વાત કહી.

ઇંડુ સેવાઇ ચૂકયું હતું. અંદરથી બચ્ચું કોટલા ઉપર ચાંચો મારતું હતું! પણ મારા સાથીઓને હવે તો એક પાપી વિચાર આવ્યો. એમણે બચ્ચાને મારી નાખી એનું માંસ ખાવાનો વિચાર કર્યો!

કુહાડીઓ લઇને એ લોકો ઇંડા પાસે પહોંચી ગયા.

મેં એમને ઘણાય વાર્યા પરન્તુ કોઇએ મારૂં કહેવું ગણકાર્યું નહિ.

ધડાધડ કુહાડીઓ પડવા માંડી. એક ઘડીમાં ઇંડું ફૂટી ગયું ને અંદર બચ્ચું દેખાયું.

પેલા ક્રૂર સાથીઓએ બિચારા બચ્ચાને મારી નાખ્યું !

પણ ત્યાં તો દૂર દૂર બે વાદળાં જેવું જણાયું ! રૉક પક્ષીઓ અમારા તરફ આવતાં હતાં !

હવે તો મારી ધાસ્તી ઘણી વધી. મને થયું કે એમણે બચ્ચાની બૂમો સાંભળી હશે અને અહીં આવીને એને મારી નાખેલું જોશે તો તેઓ એનું વેર લેશે !

ખરેખર ! ભયંકર ચીસો પાડતાં બન્ને રૉક પાસે આવી પહોંચ્યાં. પેલા વેપારીઓને હવે ખબર પડી !

સૌ ભયથી ધ્રૂજવા લાગ્યા.

કુહાડીઓ ત્યાં ને ત્યાં પડતી મૂકીને અમે બધા હોડીઓમાં બેસી વહાણ તરફ નાઠા.

વહેલે વહેલે અમે વહાણ ઉપર પહોંચી ગયા.

કપ્તાને વહાણ હંકારી મૂક્યું. પેલાં બન્ને રૉક બેટ ઉપર ઉતર્યાં ને મરેલા બચ્ચા પાસે બેસી મોટી મોટી ચીસો પાડવા લાગ્યાં. બીજીજ પળે બન્ને પંખી ગગનમાં ઉડયાં.

અમને થયું, હાશ ઉગર્યા ખરા.

અમે ઝપાટાબંધ વહાણ હંકારવા લાગ્યા.

પણ.......પણ થોડી જ વારમાં ભયંકર ગર્જનાઓ કરતાં પેલાં રાક્ષસી પંખીઓ પાછાં દેખાયાં. આ વખતે એમના નહોરમાં મોટા મોટા પથરા દેખાતા હતા!

અમે એ જોયું ને થર થર ધ્રૂજી ઉઠયા. વખતે રૉક વેર લેશે તો? વહાણ ઉપર પથરા ફેંકશે તો?

સાચે જ, ખીજવાયેલાં રૉક વેર વાળવા જ આવ્યાં હતાં. બરાબર અમારા વહાણ ઉપર આવીને એમણે એક મોટો પત્થર ફેંકયો.

અમને અંધારાં આવી ગયાં. થયું કે આ........હમણાં વહાણના ભૂક્કા નીકળી જશે!

પણ કપ્તાન હોશિયાર હતો. એણે ઝટ સુકાન ફેરવીને વહાણ એક તરફ ખસેડી લીધું. પત્થર પાણીમાં જઇ પડયો. પહાડ પહાડ જેવડાં મોજાં ઉછળ્યાં!

કાન ફાડી નાખે એવો અવાજ થયો ને બીજો પત્થર વહાણ ઉપર પડયો!

કડ્ડ્ડ્ ભૂસ! વહાણના બે કકડા થઇ ગયા ને ઉછળીને અમે પાણીમાં જઇ પડયા.




બરાબર અમારા વહાણુ ઉપર આવીને એમણે
પત્થર ફેંક્યા. [ પૃષ્ઠ ૬૧

ભયંકર ચીસો પાડતાં રાક પાછાં ચાલ્યાં ગયાં.

× × ×

કેટલીય ઘડીઓ હું બેભાન દશામાં રહ્યો હતો. જાગ્યો ત્યારે જણાયું કે એક પાટીઆને વળગી રહીને આમતેમ અથડાઉં છું. ઉપર આકાશને આસપાસ કાળાં ભયંકર પાણી વિના કંઇ દેખાતું નથી!

ભૂખે જીવ જતો’તો, દરિયાઇ પ્રાણીઓ ડીલ ફોલી ખાતાં’તાં ને ખારા પાણીની વેદનાથી આખું શરીર કંપી ઉઠતું હતું.

ગડગડાટ કરતું એક મોજું આવ્યું ને મને પાતાળમાં ચાંપી પાછું ચાલ્યું ગયું. વળી બીજું, ત્રીજું, એમ કેટલાંય મોજાં આવ્યાં ને ગયાં.

મારૂં દુઃખ વધવા લાગ્યું. આ દુઃખમાંથી ઉગારવા હું પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો.

× × ×

પ્રભુએ અરજ સાંભળી! એક મોજું આવ્યું ને મને હેલકારે ચડાવ્યો ને ધબ્બ દઇને કિનારા ઉપર ફેંક્યો.

પણ કિનારે જતાં જ હું બેભાન ગઇ ગયો.

× + ×

તે આખી રાત હું બેભાન દશામાં જ પડયો રહ્યો.

બીજે દિવસે સવારમાં મારી આંખ ઉઘડી. બેઠો બેઠો ઉભો થઈને હું આમતેમ જોવા લાગ્યો.

દૂર દૂર ફળઝાડ દેખાતાં હતાં. મને કકડીને ભૂખ લાગી હતી. અહીં પડી રહ્યે પાલવે એમ નહોતું એટલે ધીરેધીરે મેં અંદરના ભાગમાં ચાલવા માંડયું.

મહામુશીબતે હું પેલાં ઝાડ પાસે આવી પહોંચ્યો. સદ્ભાગ્યે થોડાંક ફળ મળી ગયાં તેથી મારી ભૂખ શમી.

મને કંઇક નિરાંત વળી. હવે તો મારામાં કંઇક શક્તિ પણ આવી.

હું ધીરેધીરે આમતેમ ફરીને વસતિની તપાસ કરવા લાગ્યો.

સુંદર પ્રદેશ : ખળખળ વહેતાં ઝરણાં, ઘટાદાર ઝાડ ને પવનમાં હાલતી મીઠી વેલો જોઇને હું રાજી થઇ ગયો.

ઘડીક આગલું દુઃખ વિસરાઇ ગયું.

ફરતાં ફરતાં હું એક મોટા ઝરણા પાસે આવી પહોંચ્યો. પણ પાણી પાસે એક મોટા પત્થર ઉપર મેં એક બુઢ્ઢા આદમીને દીઠો!

એ દુઃખી લાગતા ડોસા તરફ જોતાંજ મને લાગ્યું કે આ પણ મારા જેવો કોઇક દુઃખી માણસ લાગે છે.

વહેલે વહેલે પાસે જઇને મેં એને બે ચાર પ્રશ્નો પૂછ્યા. પણ બુઢ્ઢો કાંઇ બોલ્યો નહિ. એણે ઇસારતથી એટલું જણાવ્યું કે મનેય ભૂખ લાગી છે.

એ અપંગ જેવા જણાતા ડોસા માટે કંઇક ફળફૂલ લઇ આવવાનો હું વિચાર કરતો હતો ત્યાં એણે ઇસારતથી જણાવ્યું, કે મને તારા ખભા ઉપર બેસાડી જા. હું થોડાંક ફળ મારે હાથે જ તોડી લઇશ.

મને દયા આવી.

ડોસાને ઉંચકીને હું એક મોટા ઝાડ પાસે આવી પહોંચ્યો.

ડોસાએ નિરાંતે ખૂબ ફળ ખાધાં. પણ ઘણો વખત થવાથી મને ભાર લાગવા માંડયો હતો, એટલે મેં એને નીચે ઉતરવાનું કહ્યું.

પણ ત્યાં તો ડોસો દાંતીઆં કરવા લાગ્યો!

હું ખીજાયો ને એને નીચે ઉતારી મૂકવા હેઠો બેસી ગયો. પણ ડોસાએ બન્ને પગની સખ્ત ચૂડ ભરાવી દીધી!

ડોસો કેમે કર્યો હેઠે ન ઉતર્યો!

પ્રથમ તો મેં ધાર્યું કે હજી થોડાં વધારે ફળ તોડીને એ ઉતરશે.

પણ એ નિર્દય ડોસાને મારી દયા ન જ આવી. એ પાપીને તો હવે મારે ખભેથી ઉતરવું જ નહોતું!



મોડી રાત સુધી મેં ઘણાંય ફાંફાં માર્યાં; પણ ડોસાને દયા ન જ આવી. થાકીને હું ભોંય ઉપર પડયો ને ત્યાંને ત્યાં જ ઉંઘી ગયો.

બીજી સવારે જાગ્યો ત્યારે પણ ડોસાએ સખ્ત ચૂડ ભરાવી રાખી હતી.

મેં ઘણી ઘણી મહેનત કરી જોઇ પણ નિષ્ફળ! ઉલટું જ્યારે એના પાતળા પગે એ ચૂડ ભરાવતો ત્યારે મારૂં ગળું રૂંધાઇ જતું ને મને અપાર વેદના થતી.

હવે શું કરવું?

હું ઘણુંય કરગર્યો પણ એ પાપીને દયા ન જ આવી. એણે ચૂડ ન છોડી!

× × ×

બે ત્રણ દિવસ વીતી ગયા! ડોસાના ભારથી હું અધમૂઓ થઇ ગયો હતો; પણ શું કરવું?

ચોથે દિવસે ફરતાં ફરતાં હું એક દ્રાક્ષના વેલા પાસે આવી પહોંચ્યો. મેં થોડીક દ્રાક્ષ ખાધી. પેલા ડોસાએ પણ પેટ ભર્યું.

તે દિવસ બપોરે એક ખાલી તુંબડું મારે હાથ ચડી ગયું. મેં એને સાફ કરીને એમાં દ્રાક્ષનો રસ ભર્યો ને એને જમીનમાં દાટી મૂક્યું.

વળી બેએક દિવસ વીતી ગયા એટલે મેં એને બહાર કાઢ્યું. અંદરનો રસ લહેજજતદાર બન્યો હતો!

મેં થોડોક રસ પીધો. પેલા પાપીએ પણ એ માગ્યો: મેં તુંબડું એના હાથમાં આપ્યું.

ડોસાને રસ ખૂબ ભાવ્યો. એ તો જોતજોતામાં આખું તુંબડું ગટગટાવી ગયો. રસની કેફમાં હું નાચવા મંડયો! ઘડીક વારમાં ડોસાને ય કેફ ચડયો. હળવે હળવે એની ચૂડ ઓછી થવા લાગી!

અચાનક મને એ પાપીના પંજામાંથી ઉગરવાનો વિચાર સૂઝયો!

ડોસો કેફમાં ચકચૂર બની ગયો એટલે બે હાથે જોરથી મેં એના બન્ને પગ છૂટા કરી દીધા!

ધબ્બ દઈને ડોસો હેઠો પડયો ને હું ત્યાંથી જીવ લઈને નાઠો.

× × ×

ડોસાની બ્હીકે આડુઅવળું કંઇ જ જોયા વિના મેં આખો દિવસ ને રાત નાશનાશ કર્યું.

બીજે દિવસે સવાર થતાં હું દરિયાકાંઠે આવી પહોંચ્યો.

પેલો ડોસો પાછળ આવી શકયો નહોતો. દરિયાકાંઠે આવતાં જ મેં લાંગરેલું એક વહાણ જોયું. વહાણનાં માણસો બેટ ઉપર મીઠું પાણી લેવા આવ્યાં હતાં.

મને એકલાને જોઇને પેલાં અજાણ્યાં માણસોને ખૂબ નવાઇ લાગી. મેં મારા દુર્ભાગ્યની વાત કરી ત્યારે તો એમની નવાઇનો પાર જ ન રહ્યો.

પેલા ડોસાની વાત સાંભળી સૌ થરથર ધ્રૂજી ઉઠયાં. એણે કહ્યું, "ભાઇ! એ તો ક્રૂર 'દરિયાઇ ડોસો' કહેવાય છે! એના પંજામાં પડેલો કોઈ જ માણસ જીવતો પાછો નથી આવતો!"

વહાણના ભલા નાખુદાએ મારા ઉપર રહેમ કરી. એણે મને વહાણ ઉપર સાથે લીધો.

ભલા નાખુદાએ મને ખાવાપીવાની ને કપડાંની જોગવાઇ કરી આપી.

ફરતું ફરતું વહાણ એક મોટા શહેર પાસે આવી પહોંચ્યું.

આ શહેરનું નામ 'બંદરપુરી' હતું!

એની આસપાસનાં મોટાં મોટાં જંગલોમાં કરોડો જંગલી વાંદરાં રહેતાં હતાં. ભોગજોગે રાત્રે કોઇ આદમી શહેરમાં રહી જતું તો તેઓ એને મારી નાખતાં!

બાપડાં માણસો સાંઝ પડતાં જ દરિયામાં બે ચાર માઇલ આઘે જઇને વહાણોમાં પડી રહેતાં.

દિવસે અમે બંદરપુરીમાં જવા લાગ્યા.

એક દિવસ હું શહેરમાં ફરવા ગયો હતો. પાછાં વળતાં જરા મોડું થઇ ગયું: સાંજ પડી ગઇ. કિનારે આવીને મેં જોયું તો વહાણ ન મળે!

હવે ?

પણ એટલામાં એક ભલો વેપારી મળી ગયો. એણે મને એના મછવામાં બેસાડી લીધો.

પેલા વેપારી સાથે મારે ભાઇબંધી થઇ ગઇ. એણે મને ધંધેરોજગારે વળગાડવાનું નક્કી કર્યું.

બીજે દિવસે એ મને એક મુસાફરખાનામાં તેડી ગયો ને ત્યાંના પરદેશી વેપારીઓ સાથે એણે મારી ઓળખાણ કરાવી.

તે દિવસથી મારે એ વેપારીઓ સાથે નાળીએર લેવા જવાનું ઠર્યું.

× × ×

બીજે દિવસે પેલા વેપારીઓ સાથે હું એક મોટા જંગલમાં આવી પહોંચ્યો. આસપાસ નાળીએરીનાં મોટાં મોટાં ઝાડ આવી ગયાં. ઝાડની ટોચ ઉપર કેટલાંય વાંદરાં દેખાતાં હતાં !

પેલા ઉસ્તાદ વેપારીઓએ વાંદરાં તરફ પત્થર ફેંકવા માંડ્યા. એમનું જોઇને હું પણ પત્થર ફેંકવા લાગ્યો.

તરત જ વાંદરાંઓએ અમારી સાથે યુદ્ધ શરુ કર્યું. મોટાં મોટાં નાળીએર અમારી સામે ફેંકાવા લાગ્યાં.

એક ઘડીમાં તો કેટલાંય સુન્દર નાળીએર નીચે પડયાં ! હવે મને વેપારીઓની યુક્તિ સમજાઇ !

પછી પથરા ફેંકવાનું બંધ કરી અમે નાળીએર વીણવા લાગ્યા.

સાંઝ પડતાં નાળીએરની મોટી મોટી ગુણો સાથે અમે શહેરમાં પહોંચી ગયા.

પેલા ભલા વેપારીએ મારી પાસેનાં નાળીએર વેચાતાં લઇ લીધાં ને મને એના બદલામાં નાણું આપ્યાં.

તે દિવસથી હું રોજ નાળીએર વીણી લાવતો ને પેલો વેપારી મને નાણું આપતો.

મારી પાસે સારી પુંજી એકઠી થઇ ગઇ. કોઇ વહાણ મળી જાય તો એમાં બેસી ઘેર ચાલ્યા જવાનો મેં નિશ્ચય કર્યો.

એક વહાણ મળી ગયું ને પેલા ભલા વેપારીની રજા લઇને હું એમાં ચઢયો.

કુમારી નામના એક બેટ પાસે વહાણ લાંગર્યું. મારી પાસેનાં નાળીએર વેચીને મેં ત્યાંનાં મરી ને સીસમ ખરીદ્યાં.

એ બેટ પાસે ઉત્તમ મોતી નીકળતાં હતાં. કેટલાંક માણસો રોકીને મેં મોતી કઢાવવા માંડયાં.

સારે નશીબે ઘણાં ઉત્તમ મોતી મારે હાથ ચઢી ગયાં.

સઘળો માલ લઇને હું પ્રખ્યાત બેલ્સોરા બંદરે પહોંચી ગયો.

નફાના દશમા ભાગની ખેરિયત કરી હું બગદાદ

ચાલ્યો ગયો.

ને ફરી એક વાર મોટી મહેફીલોના આનન્દમાં પડી આગલાં દુઃખો વિસરી ગયો!"

*         *         *

## સફર છઠ્ઠી
### સિરેંદીવના દરબારમાં

છટ્ઠે દિવસે મ્હેમાનો આવ્યા ને સિંદબાદ શેઠે વાત કહી :

"પાંચ મુસાફરીઓમાં મને અનેક કષ્ટો પડયાં હતાં, ઘણી વાર હું મોતના મોંમાંથી બચી ગએલો; પણ મારી છઠ્ઠી સફર તો ઘણી ભયંકર હતી!

ઈરાન ને હિંદુસ્થાનમાં ખુશ્કીમાર્ગે ફર્યા પછી એક મજબુત વહાણમાં મેં છઠ્ઠી સફર શરુ કરી.

પણ પહેલેજ દિવસે અમારા દુઃખનો આરંભ થયો! વહાણ ભાગ્યેજ થોડા ગાઉ દૂર ગયું હશે ત્યાં તો પવનનું જોર એકાએક ઘણું વધી પડયું.

કપ્તાન પણ ગભરાઇ ગયો. એણે વહાણ પાછું કિનારે લઈ જવાનો વિચાર કર્યો. અમે સૌએ એને સમ્મતિ આપી.

પણ કપ્તાન બિચારો શું કરે? પળે પળે પવનનું જોર

વધવા લાગ્યું, જોતજોતામાં મજબુત સઢમાં ચીરા પડયા ને વહાણુ આમ તેમ ડોલવા લાગ્યું !

અમે ભગવાનનું નામ લેવા મંડયા.

રાત પડી. અમે નક્કી કર્યું હતું કે પવનનું તોફાન કંઇક શમે તો તરતજ વહાણુને કિનારા તરફ હંકારી જવું.

પરન્તુ તોફાનનું જોર ચાલ્યું. અમે નિરુપાય થઇને જેમ થાય એમ ખરૂં એવું ધારી બેઠા.

બીજે દિવસે પ્હો ફાટતાં કપ્તાન તૂતક ઉપર દોડયો, અમે પણ સાથે દોડયા.

એકાએક કપ્તાન ગભરાઇ ગયો. બ્હેબ કળો બનીને એ બોલી ઉઠયો : "અરે ભગવાન! અરે ભગવાન! આ શું કર્યું? અરે રામ! આ શું થયું?"

કપ્તાનના ગભરાટનું કારણ અમે સમજી શકયા નહોતા. ઉલટું પવનનું જોર કંઇક નરમ થયું હતું. તેથી અમે તો સારી આશા રાખી બેઠા હતા.

પણ કપ્તાન ગભરાટથી આમતેમ ફરતો ને બે હાથ જોડી ખુદાની બંદગી કરતો !

અમે ઘણી ઘણી પૂછપરછ કરી ત્યારે કપ્તાને કહ્યું, "અરે! આપણે તો એક દરિયાઇ પ્રવાહમાં સપડાઇ

ગયા છીએ! અરેરે! થોડી ઘડીઓમાં જ આખું ય વહાણુ મોટા ખડકો સાથે અથડાઇને ભાગી જશે!"

સાચેજ, વહાણુ કોઇ પ્રવાહમાં પડીને સરસરાટ વહ્યું જતું હતું.

× × ×

કાળમીંઢ પત્થરોની ઉંચી ભેંકાર ખડકોમાં અથડાતું અમારૂં વહાણુ દૂર દૂર તણાતું હતું. દરિયો ક્યાંય દૂર રહી ગયો હતો ને અમે એક સાંકડી પટ્ટી ઉપર આવી પડયા હતા.

પ્રવાહ સાંકડો થઇ જતો હતો. કઇ પળે વહાણુ ખડક સાથે અથડાશે એ કહી શકાય એમ નહોતું.

અમે સૌએ જીવતરની આશા મૂકી દીધી.

× × ×

કડ્ડડ્ કડાક!

એક કાળમીંઢ ભેખડ સાથે વહાણુ અથડાયું! પતી ગયું! વહાણુના બે ભાગલા પડયા. નીચાણુનાં પાટીઆં તૂટી ગયાં ને સૌ ઉતારૂઓ ઉછળી ઉછળીને હેઠા પડયા.

અગમચેતી વાપરીને અમે થોડાક ખોરાક બચે એવી ગોઠવણુ કરી લીધી હતી.

બચેલા થોડાક મિત્રો મહામહેનતે એ ખોરાક જાળવીને

પેલી ભેખડ પાસે પહોંચ્યા.

ભેખડની એક તરફ કેટલાંય પાટીઆં પડયાં હતાં, કેટલાંય હાડકાં રખડતાં હતાં!

અમારા જેવા ઘણા દુર્ભાગી ઉતારૂઆની અહીં આવી વલે થતી હશે!

એકાદ ઘડી સુધી અમે બેભાન થઇને પડયા રહ્યા.

× × ×

એ ઉજ્જડ ને ભયંકર કિનારા ઉપર અમે નિરાશચિત્તે પડયા રહ્યા.

એક તરફ ઉંચાં ઉંચી કાળમીંઢ ભેખડો આવી રહી હતી. બીજી તરફ ભયંકર સમુદ્ર ઘુઘવાટા મારતો હતો!

અમે હવે જીવવાની આશા મૂકી દીધી. માંડ માંડ બચાવેલા ખોરાકના અમે સરખા હીસ્સા પાડી લીધા. એ ખોરાક પૂરો થાય એટલે અમારે ખુદાના દરબારમાં હાજર થવું જ બાકી રહ્યું હતું. ખરેખર, ખોરાક ખૂટતો ગયો તેમ તેમ મારા મિત્રો મરણ પામતા ગયા!

છેલ્લે એકલો હું હાડપિંજર રૂપે રહ્યો. મેં મારો ખોરાક સાચવીને ખાધો હતો તોય હવે કરકસર કર્યે નભે એમ નહોતું.

બે ચાર દિવસ પછી મારે પણ મારા પેલા મિત્રોની

પેઠે કબરમાં જવાનું થશે એ વિચારે કમકમાં આવવા લાગ્યાં; પણ ત્યાં બીજું શું થઇ શકે?

મરેલા મિત્રોને અમે કબરમાં દાટતા હતા. મારા છેલ્લા સાથીને મહામહેનતે મેં દાટચો પણ આજ મારી કબર ખોદનારે ય કોઇ નહોતું !

જેમતેમ કરીને મેં એક નાની કબર ખોદી મૂકી ને અંતવેળા પાસે આવે ત્યારે એમાં કૂદી પડવાનું નક્કી કર્યું.

× × ×

નિરાશાભરી તે રાત પસાર થઇ.

બીજો દિવસ થયો. સમુદ્રમાંથી ખડક તરફ વહી જતી વિચિત્ર નદીના જલપટ ઉપર સૂરજનાં સોનેરી કિરણો રમવા લાગ્યાં.

હાથમોં ધોવા માટે લથડતે પગે હું એ નદીને કિનારે ગયો.

પરન્તુ ત્યાં જતાં જ અચાનક મને એક નવો વિચાર સૂઝયો! એકાદ તરાપો બાંધીને એની મદદથી આ નદી વાટે જયાં જવાય ત્યાં જાઉં તો?

આ વિચિત્ર નદી મહાસાગરમાંથી નીકળીને કિનારા ઉપરના એક કુદરતી દરવાજામાં પેસતી હતી.

નદી મને કયાં લઇ જશે એ નક્કી ન હતું; પણ મોત

તો નક્કી જ હતું એટલે મેં તરાપા ઉપર બેસવાનું ઠરાવ્યું. ધાર્યું કે એના ઉપર જ મોત આવે તો ભલે આવે.

જેવો તેવો એક તરાપો તૈયાર થયો ને બેળે બેળે હું એના ઉપર બેઠો. લંગરનું દોરડું ખેંચતાં જ હોડી સરસરાટ વહેવા લાગી.

ને જોતજોતામાં પેલા કુદરતી દરવાજા પાસે હોડી આવી પહોંચી.

દરવાજાની પેલી પાર કંઇ જ દેખાતું નહિ. પાસે આવતાં તો ઉલટું અંધારી ગુફા જેવું જણાવા લાગ્યું!

હવે શું કરવું?

તરાપો અટકેય શી રીતે? હું પાછોય કેમ કરીને જાઉં?

છેવટ હું તો આંખો મીંચીને જ તરાપા ઉપર પડયો રહ્યો.

× × ×

ભૂખ અને ભયના દુઃખે હું અધમૂઓ થઇ ગયો હતો.

વચ્ચે વચ્ચે સાંકડી ગુફા આવતાં પત્થરો વાગતા ને મારૂં શરીર છોલાઇ જતું!

મારી ગુંચવણ વધવા લાગી. પછી તો મેં એ

અંધકારમાંથી ઉગરવાની આશા પણ મૂકી દીધી!

હું બેભાન થઇ ગયો.

× × ×

આંખ ઉઘડી ને મીંચાઇ.

આ શું? હું કયાં છું?

એક ખુલ્લા મેદાનમાં હું પડયો હતો. આસપાસ કેટલાંક વિચિત્ર માણુસો મારી પાસે બેઠાં હતાં ને મને ધારી ધારીને જોતાં હતાં.

આંખ ઉઘડી ને મીંચાઈ.

પેલા ટોળામાં જરાક આનંદ ફેલાયો. કોઇક મને સેક કરતું હતું.

સહેજ શુદ્ધિ આવતાં મેં એ ભલાં માણુસોને ઈસારતથી પૂછયું કે તમો કોણુ છો? આ દેશ કયો છે?

પેલા લોકોએ ઇસારતથી જવાબ આપ્યો કે નદીમાંથી તમને બહાર ખેંચી કાઢયા છે.

મારા જીવમાં કંઇક જીવ આવ્યો.

× × ×

સિરેંદીવ બેટ કે જેમાં અઢળક દોલત હોવાની ઘણી ઘણી વાતો અમે સાંભળી હતી તે આ બેટ હતો!

પંદર વીસ દિવસ વીતી ગયા ને મારા શરીરમાં કંઇક જોર આવ્યું.

હવે પેલા લોકોએ મને એમના રાજા પાસે તેડી જવાનું નક્કી કર્યું.

આ નવા રાજા પાસે જતાં પ્રથમ તો હું ધ્રૂજી ઉઠયો પણ હિમ્મત રાખીને તૈયાર થયો.

પણ રાજદરબારમાં જતાં જ મારી બ્હીક તદ્દન ટળી ગઇ. સિરેંદીવનો એ માયાળુ રાજા મને જોઈને ખૂબ ખૂબ રાજી થયો ને એણે મારો ઘણો આદરસત્કાર કર્યો.

તે દિવસથી મારા સુખના દિવસ પાછા ઉગ્યા.

મોતના મોંમાંથી ઉગારીને વળી પાછું સુખ આપ્યા બદલ મેં પાક પરવરદિગારનો અહેસાન માન્યો.

સિરેંદીવના રાજા પાસે અઢળક દોલત હતી. એની સ્વારીમાં હજાર હાથી હતા. ને એના જામદારખાનામાં હીરાજડિત વીશ હજાર તો કીંમતી મુગટો હતા!

સિરેંદીવ બેટમાં હીરાની મોટી મોટી ખાણો હતી. દરિયાકિનારેથી સુંદર કીંમતી મોતી પણ નીકળતાં. આ ઉપરાંત ચંદન વગેરે કીંમતી પદાર્થો પણ ત્યાં મળતા હતા.

× × ×

છ માસ વીતી ગયા. રાજા પાસેથી મળેલી અમૂલ્ય ભેટો અને મારા નવા વેપારમાંથી મળેલો નફો લઈને હું બગદાદ આવવા તૈયાર થયો.

વાત સાંભળીને રાજાજીએ કહ્યું, "ભલે, વળી કોઈક વાર આવી જજો. પણ હં, તમારા ભલા બાદશાહ હારૂન અલ–રસીદને મારા વતીની ભેટ પહોંચાડશોને?"

મેં હા કહી એટલે એણે એક મોટા સળંગ મણિકાનો કોરેલો નકસીદાર પ્યાલો, દર્દ હરાવનાર સાપની કાંચળી, પચાસ હજાર દીરમ, પુષ્કળ કપુર તથા સુવાસિક પદાર્થો વગેરે આપ્યું. એક કીંમતી વહાણ પણ આપ્યું.

વહાણ બસરા આવ્યું એટલે ત્યાંથી હું પગરસ્તે બગદાદ આવ્યો ને પહેલું કામ કાલિફને પેલી ભેટ પહોંચાડવાનું કર્યું.

× × ×

કાલિફે રજા આપી એટલે હું મારે ઘેર આવ્યો ને સાથે આણેલો બધો માલ ઠેકાણે પાડયો.

× × ×

દેશભરમાં મારી આ અદ્‌ભુત સફરની વાતો ચાલી રહી."

* * *



## સફર સાતમી

### હાથીઓના દેશમાં

"સિરેંદીવની સફર મારા મનમાં તાજી જ હતી. હજી ત્યાંના બાદશાહની મીઠી મ્હેમાનગીરીનાં સ્મરણ ભૂંસાયાં નહોતાં તેવામાં જ એક દિવસ ખલીફનો એક અધિકારી મારે ત્યાં આવ્યો.

અધિકારીએ કહ્યું, "આપને ખલીફ હારૂન અલ રસિદે સંભાર્યા છે."

હું તૈયાર થઇ ગયો.

દરબારમાં મારો સારો આદરસત્કાર કરીને ખલીફે કહ્યું, "સિંદબાદ, સિરેંદીવના બાદશાહની ભેટો આપણે

લીધી ખરી; પરન્તુ એને આપણી ભેટો નથી મોકલી. આપણું એમાં ખોટું દેખાય છે. તારા વિના એ કામ કોણ કરે ?”

મેં નીચા નમી બાદશાહને નમન કર્યું ને ઉત્તર આપ્યો, “નામદાર, ભેટ લઈ જવા સેવક તૈયાર જ છે.”

કીંમતી જવાહીરો સાથે ખલીફે મમતાભર્યો એક પત્ર પણ લખી આપ્યો.

એક મજબુત ને બાદશાહી વહાણમાં બેસી હું સિરંદીવ તરફ ઉપડયો.

× × ×

સિરંદીવના બાદશાહને ખલીફે મોકલાવેલી બધી ભેટો અને પેલો પત્ર આપ્યો.

એમણે રાજી થઇને મને થોડા દિવસ ત્યાંજ રોકાવાનો આગ્રહ કર્યો.

એક માસ હું ત્યાં રહ્યો.

પછી બાદશાહની રજા મેળવીને મેં વહાણ પાછું હંકારાવ્યું.

× × ×

દરિયો શાન્ત હતો. ચાંદની રાત હતી. તૂતક ઉપર

ઉભો રહીને હું ચાંદનીમાં ચળકી રહેલાં દરિયાઇ પાણી જોતો હતો.

એકાએક પાછળના ભાગમાં બંદૂકના અવાજ થયા. ધડ....ધડ.

હું ચમકી ઉઠયો. શું છે ?

ઝડપથી હું એ તરફ દોડયો. પણ.... કમનસીબે હું એક સીડી સાથે અથડાયો. મને તમ્મર આવી ગયાં.

જાગ્યો ત્યારે તો તૂતક ઉપર કેટલાંક અજાણ્યાં માણુસો આમતેમ ફરતાં હતાં. મારા બન્ને હાથ દોરડાંથી બંધાએલા હતા ! સ્હેજ ઉંચા થઇને મેં જોયું તો મારાં માણુસોની પણ એવીજ દશા થએલી જણાઇ !

હવે પેલા લોકો કોણુ છે તેની સમજ પડી. એ ચાંચીઆ લોકો હતા. જે દરિયામાં ફરીને ચોરી ને લુંટ કરે છે.

બગદાદ પહોંચી જવાનાં મારાં સ્વપ્નાં ઉડી ગયાં !

ચાંચીઆઓ માલ લુંટીને જ બેસી નથી રહેતા. ઘણીવાર તો પકડાએલાં માણુસોને એ ગુલામ તરીકે વેચી નાખે છે.

એમણે અમને અને અમારા વહાણુને તાબામાં લીધાં ને સુકાન ફેરવ્યું.

ઘર્ ઘર્ ઘર્ર્ર્ વહાણ ઉલટી દિશાએ ચાલવા લાગ્યું. અમે ભયથી કંપી ઉઠયા.

× × ×

ચાંચીઆઓએ જુદા જુદા બેટ ઉપર મારાં માણસોને વેચી નાખ્યાં. છેવટ એક બેટ ઉપર એમણે મનેય ગુલામ તરીકે વેચ્યો.

હું ગઇ કાલનો સિરેંદીવ બેટના બાદશાહનો મ્હેમાન, ખલીફનો માનિતો સિંદબાદ, આજ એક મામુલી શેઠનો ગુલામ બન્યો!!

પણ શું કરવું ? ત્યાં અમારાથી બીજું શું થઇ શકે ?

મારો નવો શેઠ એકંદરે ભલો હતો. એણે મને પેટ-પૂરતું ખાવાનું આપ્યું ને કપડાં પણ આપ્યાં.

મારો શેઠ હાથીદાંતનો વેપાર કરતો હતો. જંગલમાંથી હાથીઓને મારી લાવીને એ હાથીદાંત મેળવતો ને વેચતો.

શેઠને અઢળક દ્રવ્ય મળતું હતું; પણ હાથીદાંત મેળ-વવાનું કામ એટલું જ અઘરૂં હતું.

હાથીઓને જવાઆવવાના માર્ગ ઉપરના એકાદ મોટા ઝાડ ઉપર શેઠ ને એનાં માણસો ચડી જતાં ને રાત્રે જ્યારે જંગલી હાથીઓનું ટોળું ત્યાં થઈને પસાર થતું ત્યારે તેઓ તીર મારીને એમાંના એકાદ હાથીનો શિકાર કરતા.

બીજે દિવસે શેઠે મને પોતાની સાથે શિકારમાં આવવા ફરમાવ્યું.

× × ×

સાંઝ પડતાં અમે હાથીઓને જવાઆવવાના રસ્તા ઉપર આવી પહોંચ્યા.

અમે જુદા જુદા ઝાડ ઉપર ગોઠવાઇ ગયા.

હાથમાં તીરકામઠું રાખીને હું બેઠો હતો. હવે તો તીર ફેંકતાં મને બરાબર રીતે આવડી ગયું હતું.



અંધારૂં થયું ને દૂર દૂરની ઝાડી તરફથી ભયંકર અવાજો કરતું હાથીઓનું ટોળું આવતું જણાયું.

ટોળું ઝાડ પાસે આવ્યું એટલે એક હાથી તરફ તાકીને મેં તીર ફેંક્યું.

એ રાક્ષસી તીર વાગતાં જ હાથી ગબડી પડયો ને

ચીસો પાડતું આખું ટોળું આમતેમ વિખરાઇ ગયું.

સવારમાં શેઠે મને શાબાશી આપી. આજ ઘણા દિવસથી તે હાથી મેળવી શકયા નહોતા.

પછી તો રોજ રાત્રે હું શિકારે જવા લાગ્યો.

× × ×

કાળી રાત્રિ હતી. એક મોટા ઝાડ ઉપર ચઢીને હું હાથીના ટોળાની રાહ જોતો હતો.

અવાજ સંભળાયો ને હું સજજ થઇ ગયો.

ટોળું પાસે આવ્યું ને તીર છૂટયું: સનન્નન્. બેત્રણ તીરથી એક હાથી નીચે પડયો ખરો; પણ અરે! આ શું? આજ આ ટોળું એમને એમ ઉભું છે કેમ?

હાથી–હાથણીઓ ખીજવાયાં.

કોઇ દિવસ નહિ ને તે દિવસ આખું ટોળું ખીજવાઇ ગયું. ભયંકર ગર્જનાઓ કરતાં સૌ પોતાના દુશ્મનને ખોળવા લાગ્યાં- ભોગજોગે ડાળી હાલી ગઇ ને એમને મારી જાણ પડી!

પછી તો પૂછવું જ શું?

આખું ટોળું પેલા ઝાડની આસપાસ ફરી વળ્યું. મેં

જાણ્યું આજ આવી બન્યું! આજ અહીંથી જીવતા નહિ જવાય.

ટોળામાંના એક મોટા હાથીએ સૂંઢ ઉંચકીને ડાળો તોડવા માંડી.

ભયથી થરથરતો હું ખુદાને પોકારવા લાગ્યો.

કડ્ડ્ડ્ ભૂસ. બે ત્રણ ડાળ તૂટી પડી. ઝાડ આમતેમ ડોલવા લાગ્યું.

હાથીએ ઝાડને મૂળમાંથી જ ઉખેડી લીધું!

ભયથી મારૂં આખું શરીર ધ્રૂજી ઉઠયું. મારા હાથપગ છૂટી ગયા ને ધબ્બ દઇને હું નીચે પડયો. મારી આંખે અંધારાં આવી ગયાં. થયું કે આ હમણાં મારો રોટલો વળી જશે! હમણાં કચરો નાખશે!!

× × ×

પણ આંખ ઉઘડી ત્યારે તો કંઈક નવી નવાઇ જણાઇ! પેલોજ વિકરાળ ગજરાજ મને પોતાની સૂંઢમાં ઉંચકી ચાલતો હતો ને પાછળ આખું ટોળું ચાલતું હતું!

મને થયું, આ કયાં લઇ જશે? મારી નાખે તો અહીં જ ભલેને મારે.

પ્રાત:કાળ થતાં પેલો હાથી મને ઉંચકીને એક ઉંડા કોતર પાસે આવ્યો. કોતર ઉપર મને ઉતારીને એણે ઉંડાણ તરફ પોતાની સૂંઢ લાંબી કરી.

મને જાણે એ કોતરમાં પડેલા હાથીદાંતનો ઢગલો બતાવતો ન હોય!

અપરંપાર કીંમતી હાથીદાંત જોઇને હું તો દિંગ થઇ ગયો ને તેથીય વધારે આ બુદ્ધિશાળી પ્રાણીની બુદ્ધિથી દિંગ થઇ ગયો.

જાણે એ મુંગુ પ્રાણી કહેતું હોય કે "ભલા વેપારી, આ પડયા હાથીદાંત! તારે જોઇએ તેટલા લે ને વેપાર કર. અમને નાહકના શીદ મારે છે?"

મનેય એ બુદ્ધિશાળી અને ભલા હાથી ઉપર ખૂબ હેત આવ્યું. મેં એની સૂંઢ પંપાળી ને એન વ્હાલથી જોયું.

ઘડી પછી પેલો હાથી જંગલ તરફ ચાલ્યો ગયો. આખું ટોળુંય તેની પાછળ ચાલ્યુ ગયું.

બીજે દિવસે બપોરે મારા શેઠ પાસે જઇને મેં બધી વાતચીત કરી.

પ્રથમ તો એણે મારી વાત ન માની; પણ મારી સાથે આવીને એણે પેલો અગાધ ભંડાર દીઠો ત્યારે એનાં નવાઇ ને હરખનો પાર ન રહ્યો.

× × ×

જોતજોતામાં શેઠનો વેપાર વધી ગયો. હરખમાં એણે મને છૂટો કર્યો ને કહ્યું, "ભાઇ, તારો ઉપકાર કંઇ જેવો તેવો નથી. લે આ હાથીદાંત તારા. એ લઇ તું આજથી છૂટો થાય છે. તારે જવું હોય ત્યાં જા."

પુષ્કળ હાથીદાંત એણે મને ભેટ આપ્યા.

× × ×

હાથીદાંત ભરવા માટે આવેલાં વહાણોમાંનું એક ઇરાન તરફનું હતું. મારો બધો ભાગ એમાં ભરીને હું ઇરાન તરફ જવા નીકળ્યો.

થોડે દિવસે બગદાદ પહોંચી ગયો.

સૌએ ઘણી ઘણી રાહ જોઇને મારી આશા મૂકી દીધેલી; પણ મને જીવતો પાછો આવેલો જોઇ સૌ ખૂબ રાજી થઇ ગયાં.

ખલીફ પણ રાજી થયા. એમણે તો કહ્યું, "સિંદબાદ, સૌએ તારી આશા મૂકી દીધી'તી પણ મને તો એમ થયા જ કરતું કે ખુદા તને આ વખતે ય બચાવશે જ."

હરખાએલા ખલીફે મને ઘણી ભેટો આપી."

× × ×

સિંદબાદ શેઠે પોતાની સાત રાતોની આ અદ્ભુત કથા પૂરી કરી.

સાંભળનાર સૌ મિત્રો ને સિંદબાદ મજુરની નવાઇનો પાર ન રહ્યો.

સિંદબાદ શેઠની હિમ્મતનાં સૌએ વખાણ કર્યાં.

સિંદબાદ શેઠે સિંદબાદ મજુરને હજાર અશરફીઓ ભેટ આપી ને એને પોતાને ત્યાં રાખી લીધો.

સૌએ ખાધું, પીધું ને મોજ કરી.



# શુદ્ધિપત્રક

*

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૭ | સાથી | સાથે |
| ૧૪ | ૩ | સૂર્યાસ્તનાં | સૂર્યાસ્તના |
| ૧૬ | ૨ | મહેલાં | મહેલમાં |
| ૨૬ | છેલ્લી લીટી | તેવો | તેઓ |
| ૩૧ | ,, | તો | અમે તો |
| ૩૨ | ૭ | સાચે સાચેજ | સાચે સાચજ |
| ૩૪ | ૯ | અમેં | અમે |
| ૩૮ | ૧૩ | અહેશાન | અહેસાન |
| ૪૨ | ૨ | ઉપાડી | ઉડાડી |

## વ માળા

( બાલવાર્તાઓનો સંગ્રહ )

ારસેન (બીજી આવૃત્તિ) ચન્દ્રશંકર

ાર બાલસંવાદો ચન્દ્રશંકર

**બાલમિત્રની વાતો** (ભાગ ૧લો)

લેખકો : ગિજુભાઇ અને ચન્દ્રશંકર

**બાલકાવ્યો** (ભાગ પહેલો)

**સિંદબાદ શેઠ** ચન્દ્રશંકર

લખો

વ્યવસ્થાપક ' બાલમિત્ર ', ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ : અથવા મંત્રી, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા.

પૂંઠું છાપનાર : કુમાર પ્રિન્ટરી અમદાવાદ